# ઉમા

અથવા

# વિધવા વિપદ્

ડી. લખમીદાસની કંપની
કોટ, મુંબઈ.

# ઉમા

અથવા

# વિધવા વિપદ્.


અનુવાદક:

રત્નસિંહ દીપસિંહ પરમાર.



પ્રકાશક:

ડી. લખમીદાસની કંપની,

૨૩, પારસી બજાર સ્ટ્રીટ, કોટ,

મુંબઈ.

સંવત ૧૯૭૯.

# નિવેદન.

પ્રસ્તુત વાર્તા પ્રસિદ્ધ કરવામાં અમે બહુ લાંબી પ્રસ્તાવનાની જરૂર જોતા નથી. હિંદુ સમાજમાં વિધવાઓની સ્થિતિ કેવી દુઃખમય છે તે સર્વને પરીચિત છે. વિધવાઓને પુનર્લગ્ન કરવાની છુટ આપવી કે નહિ તે વિષયની ચર્ચામાં ઉતર્યા શિવાય વિધવાની દીન અને લાચાર સ્થિતિનું તાદૃશ્ય ચિત્ર દોરી બતાવવામાં લેખકે અજબ ચાતુર્ય વાપર્યું છે. આ વાર્તા વાંચી ઉક્ત વિષયનો નિર્ણય પાઠક પોતેજ કરી લેશે. બાકી આ વાર્તામાં આદર્શ ગૃહિણી કેવી હોવી જોઇએ તે **ઉમાનું** પાત્ર બહુ ઉત્તમ રીતે દર્શાવે છે. 'પતિ એ તો દેવ અને દેવના ગુણદોષની ચર્ચા કરવી એ અમારા અધિકાર બહારની વાત' એવી જે હિંદુ પત્નીઓની માન્યતા તે **ઉમાએ** પોતાના વર્તનથી મૂર્તિમંત કરી છે. લેખકની વસ્તુ ગુંફનકલા, માનવ સ્વભાવનું સૂક્ષ્મ અને આબેહુબ આલેખન અને તાદૃશ્ય વર્ણનચાતુર્ય ઉત્તમ હોઇ વાર્તા એવી રસિક લાગે છે કે હાથમાં લીધા પછી પૂર્ણ કર્યા વિના હેઠે મૂકવાનું ભાગ્યેજ મન થાય છે. આ વાર્તા 'ઉમા' નામના હિંદી પુસ્તક ઉપરથી અનુવાદિત કરવામાં આવી છે અને જો ભાઇ રત્નસિંહ દીપસિંહ પરમાર જેવા કસાયેલા અનુવાદ કર્તાના હાથથી ભાષાંતર થયું નહોત તો મૂળનો રસ જળવાવો મુશ્કેલ થઇ પડત.

# ઉમા

અથવા

# વિધવા વિપદ્.

## પ્રકરણ ૧ લું.

### મા-દીકરો.

"આવરે વરસાદ, ઘેબરીઓ પરસાદ,
ઉન્હી ઉન્હી રોટલી ને કારેલાંનું શાક,
આવરે વરસાદ. નેવલે પાણી,
મ્હારી છોકરીને દેડકે તાણી."

દિકરાએ આ ગીત ગાયું અને માએ તેને ઝીલ્યું. ગૃહના એક છેડાથી બીજા છેડા સુધી પોતાના નાના નાના બંને હાથ હલાવતો, મસ્તક ધુણાવતો, ઉભય નયનો ફેરવતો. તે ધાવતો બાળક દોડયો, નાચ્યો, કુદ્યો અને પડયો. પછી નવીન અનુરાગથી પ્રફુલ્લિત તથા નવીન વત્સલતાથી પ્રમુદિત એવી અષ્ટાદશ વર્ષની પ્રથમપ્રસુત કિશોરીએ સંકોચ તથા લજ્જા સહિત ધીમે ધીમે ઉઠી

તે જ્યેષ્ઠ માસના મધ્યાન્હની નિઃસ્તબ્ધતાનો કાંઈક ભંગ કરી પુનઃ તે ગીત ગાયું.

ત્યાર પછી પોતાના સુકોમળ, નાના જમણા હાથ-દ્વારા માને ગળે વળગી, ડાબા હાથવતી માની હડપચી પકડી, તેના ગાલ સાથે પોતાનો નાનો ગાલ અડાડી, આંખ સાથે આંખ મેળવી. લપલપ કરતી નાનીશી જીભની અણી જરા બહાર કાઢી તેને એકવાર ત્વરાથી માના નાકની આસપાસ ફેરવી અતી લાડથી તે બાળક બોલ્યો "મા, ફરીથી ગા." માતાએ પુનઃ ગાયું. આ પ્રકારે મા–દીકરાએ એકવાર નહિ, બે વાર નહિ, પરંતુ પાંચ સાત વાર ગાનતાન તથા નૃત્ય કર્યું. તે એકજ ગીત હતું; તે એકજ પ્રકારનો નાચ હતો. અંતે ઉભય પ્રસ્વેદથી પરિપુર્ણ થઇ ગયાં. ઉષ્ણતાનો પાર નહોતો. આવું ગાનતાન ક્યાં સુધી ચાલે? બાળક શ્રમિત થઇ ગયો. બાળકની માતાએ પણ ગૃહમાં બીછાવેલી એક પલંગડી પર તેને સુવાડી દીધો અને તે પોતે પણ જમણા હાથની હથેલી પર મસ્તક રાખી, પોતાના છુટા, કાળા, લાંબા કેશ ચોતરફ ચાદરની પેઠે પાથરી, જમણા હાથપર બાળકનું નાનું મસ્તક મુકી તેજ પલંગડી પર સુઈ ગઇ. વળી તે ડાબા હાથમાં એક નાનો સરખો પંખો લઇ ધીમે ધીમે તેને હલાવવા લાગી. તે તોફાની છોકરો રહેલાઇથી ઉંઘી જાય એવો નહોતો. તે કોઈ કોઇ વાર પોતાના પાતળા ઓષ્ઠો માતાના અમૃતપુર્ણ સ્તનો સાથે અડાડતો, અને પિયુષધારથી રૂદ્ધશ્વાસ થઇ

તત્ક્ષણ રોવાની ચેષ્ટા કરતો, કિંવા જમણા પગના અંગુઠાદ્વારા માતાને ખસેડવાનો પ્રયત્ન કરતો; અને માતા "વાઘ આવ્યો" એમ કહીને તેને બ્હીવરાવતી અને જાણે પોતે પણ બ્હીતી હોય એવો દેખાવ કરી તેને ડાબા હાથવતી પોતાની સોડમાં ચાંપી લેતી. એટલામાં બાળકના મોટા મોટા ડોળાની ઉપર કમળદલની પેઠે ઉભય પલકો ચઢી ગયાં. આ પ્રકારે તોફાન કરતો કરતો બાળક નિદ્રાગ્રસ્ત થઇ ગયો; બાળકની માતા પણ નિદ્રાધીન થઇ.

અહા! કેવો સુંદર બાળક છે! કેવું હૃષ્ટ પુષ્ટ શરીર છે! રૂપનો તો તે આગાર છે! છુટા શ્યામ કેશમાંથી આગળના કેટલાક વાળ એકત્ર થઇ તેની નાની વેણી બની ગઇ છે. અગલબગલનાં સ્વયં વાંકાચુંકાં બનેલાં કેશ ગુચ્છો ઉભય કર્ણોપર લટકી રહ્યાં છે-આંખોની ઉપર આવી પડયાં છે; પ્રસ્વેદની સાથે મળી ગાલોની સાથે ચોંટી ગયાં છે. સુંદર નાસિકાની ઉભય બાજુ જ્યારે મોટી મોટી આંખો ઉઘડી જાય છે, ત્યારે હરિણની મધુરિમા અને દામિનીની તેજસ્વિતાને પણ જીતી લે છે. હર્ષોત્ફુલ્લ ઉભય આંખો તરંગ-તાડિત કમળની પેઠે ડોલતી ડોલતી દળી પડે છે.

આતો થઇ બાળકની વાત. પાઠક, હવે આપણે આ બાલક જે મનોમોહિનીની ગોદમાં છે તે કેવી છે તે પણ જોઇએ. બિલકુલ કાચી ઉમ્મરમાં, પુર્ણ યૌવન

પ્રાપ્ત થયા પુર્વેજ તે બાળકની માતા થઇ પડી છે. ચપળા બાલિકાની સરળતા સહિત નવપ્રસુતિની ઉત્તમ મધુરિમાનો આ સંગમ અત્યંત ચિત્તાકર્ષક છે. તેની દેહ ચંપકકલિકા સદૃશ કોમળ, શાંત અને શિતળ છે; તે આકર્ણવિસ્તૃત, મૃગોપમ, સદાજિજ્ઞાસુ તથા સ્નેહ-મય એવાં નયનોથી યુક્ત છે; તેની નાસિકા સ્થિર છે અને તેમાં જાણે પ્રાણરક્ષાને માટે 'શ્વાસપ્રશ્વાસનું આવાગમન થતુંજ ન હોય તેમ જણાય છે; તેના ચિર-પ્રેમદર્શક તથા નવપ્રસુતિસુલભ પાંડુરંગથી આવૃત્ત સુગોળ ગાલોમાં લગાર પણ હસવાથી ગંગા પ્રવાહમાં ડુબતા ચકોરની પેઠે રસિકોને ડુબાડી દેવાને માટે બે નાના નાના ખાડા પડી જાય છે. આ ખાડા પડતાંજ ગાલોનું અપુર્વ કોમળત્વ તથા માધુર્ય પોતાની ચોતરફ પોતાનું સંપુર્ણ આધિપત્ય પ્રસારી દે છે. તેની ગ્રીવા લગાર વક્ર કાંઇક દીર્ઘ તથા સ્હેજ સાંકડી છે અને તેમાં ધનુષાકાર ત્રણ રેષાઓ છે; તેના સુંદર, સાદા કમ્પિત ઓષ્ઠોમાં સદૈવ સ્મિત નૃત્ય કરી રહેલું હોય છે. તેનામાં કૌમારના લાડ તથા પુત્રવતીનો સ્નેહ અને ગર્વ સાથે સાથે વસી રહેલાં છે. આ નવપ્રસુત કિશોરીના અંગ પ્રત્યંગનું આ રૂપમાધુર્ય જોઇને પ્રતીત થાય છે કે તેનો પિતા જીવંત હોવો જોઇએ.

"ઉઠો વહુ, ઉઠો, હવે સુવાનો સમય નથી." એમ બોલતાં બોલતાં એક વૃદ્ધાએ ઉમા (કારણકે આ નવયૌવનાનું નામ ઉમા હતું.)ની કોટડીના દ્વારને

ખખડાવ્યું. દ્વારને અંદરથી બંધ કરેલું નહિ હોવાથી તે ખુલી ગયું. પલંગડી ઉપર ચંદ્રની ગોદમાં ચંદ્રને સુતેલો જોઈ તે બોલી ઉઠી "શિવ, શિવ, આ ગંદી પલંગડી પર બાળકને સુવરાવી તું પણ વાળને ધુળમાં રગદોળતી સુતી છે! ગાંડી તારાથી એક પલંગ બિછાવી ન શકાયો? આવ, બેટા, આવ, તારા શરીર પરની ધુળ ખંખેરી નાંખું. વાંદરી હજી સુધી પણ કાંઇ શીખી નહિ!"

એમ કહીને વૃદ્ધાએ બાળકને પોતાની ગોદમાં લઈ લીધો અને તે તે કોટડીમાંથી બહાર નીકળી ચાલી ગઇ. નોકરાની છોકરો પણ પિતામહીની ગોદમાં જઈ મુખ ફેરવી પોતાની માને ચીઢવવા લાગ્યો. મા પણ પોતાની તર્જની બાળકના મુખપર ચોંટતી હસતી કાંઇક ગંભિરતા તથા કાંઇક લજ્જાના ભાવ સાથે સાથેજ દર્શાવતી પોતાની સાસુની પાછળ પાછળ ચાલી ગઈ.



# પ્રકરણ ૨ જું.

## પુર્વ પરિચય.

યોગેશ્વર ચક્રવર્તિ એક દરિદ્ર બ્રાહ્મણનો પુત્ર હતો; તેના પિતાનું નામ રૂદ્રનારાયણ ચક્રવર્તિ હતું. રૂદ્રનારાયણ એક સાધારણ ધંધાદ્વારા પોતાનો નિર્વાહ કરતો હતો, વહેંચવાટ તથા પોતાની પૈતૃક સમ્પત્તિમાંથી તેને પોતાના હિસ્સા તરિકે કેવળ અઢી વીંઘાં જમીન પ્રાપ્ત થઇ હતી. આ અઢી વીંઘાં જમીન તેને જીવન નિર્વાહમાં સહાયક હતી. તે અતિરિકત તે અસામાન્ય પાંડિત્ય તથા જ્ઞાન-ગાંભિર્ય ધરાવતો હતો.

રૂદ્રનારાયણની જન્મભુમિ પુણ્યક્ષેત્ર કાશીપુરી હતી; તેમણે આજન્મ કાશીમાંજ નિવાસ કર્યો હતો અને ત્યાંના વૈદિક બ્રાહ્મણ કુમારોની સંગતમાંજ તેમનો સકળ સમય વ્યતીત થતો હતો તેથી તેઓ બંગાળી બ્રાહ્મણ હોવા છતાં હિંદુસ્તાની બ્રાહ્મણ હોય એવો ભ્રમ થતો હતો. વૃદ્ધ પીતાના ઉપદેશાનુસાર તથા ગુરૂદેવ જ્ઞાનાનંદ સરસ્વતિની શિક્ષા પ્રમાણે તેમણે ઉપનયન પશ્ચાત્ અગ્ની હોત્ર ગ્રહણ કર્યું હતું, કાશીમાં સાંગોપાંગ વેદાધ્યયન કરી માતા પિતાના મૃત્યુ પશ્ચાત્ રૂદ્રનારાયણ દેવગ્રામમાં મામાને ઘેર જઇ રહેવા લાગ્યો. ત્યાંના શીવરામ વાચસ્પતિની એક માત્ર કન્યા નવદુર્ગાનું પાણી ગ્રહણ કરી તેઓ

ગ્રહસ્થ બન્યા. આ નવદુર્ગાના ગર્ભદ્વારા ઉત્પન્ન થયેલો એક માત્ર યોગેશ્વર છે. નવમા વર્ષે યોગેશ્વરનો ઉપનયન સંસ્કાર કરી શ્વસુર શિવરામ વાચસ્પતિના હાથમાં બાળકને સોંપી રૂદ્રનારાયણ પોતાના મનનો ઉદ્દેશ કોઇને પણ જણાવ્યા વિના ચાલ્યા ગયા.

બિચારી નવદુર્ગા સ્વામિસંગથી વંચિત થયા છતાં પરમ યત્નથી યોગેશ્વરનું પાલનપોષણ કરવા લાગી. તે માત્ર અલ્પવયસ્ક એક સંતાનની માતા હોવાથી તેને કોઈ અન્ય ધર્મ કર્મ નહોતું. પિતાના ઘરમાં રહીને તે સ્નેહમયી માતા કેવળ પુત્રનું પાલન કરતી અને તેને સુશિક્ષા આપતી. નવદુર્ગા વાચસ્પતિની લાડકી કન્યા હોવાથી ગામના સર્વ લોકો તેને દુર્ગાદેવીના નામથી બોલાવતાં. દુર્ગાદેવીમાં અનેક સદ્‌ગુણો વિદ્યમાન હતા. પાકશાળામાં તે સ્વયં માતા અન્નપુર્ણા, સેવામાં રૂક્મિણી, ગૃહિણીકાર્યમાં કુન્તી, પરિશ્રમમાં દમયન્તી, સહનશીલતામાં સીતા, અને પાતિવ્રત્યમાં સાવિત્રી હતી. તેના પ્રબન્ધ શક્તિ આદિ ગુણોથી વાચસ્પતિના ગૃહમાં કોઇપણ વસ્તુની ત્રુટિ નહોતી.

માતામહના આશ્રયમાં રહી યોગેશ્વરે વ્યાકરણ, અલંકાર તથા કાવ્યનો અભ્યાસ કર્યો. યોગેશ્વર અંગ્રેજી ભણશે તો તેને સારી નોકરી મળશે અને શીઘ્ર દારિદ્ર દુઃખ દુર થશે એવો વિચાર કરી વાચસ્પતિએ તેને મહાશય ડફની શાળામાં અંગ્રેજીનો અભ્યાસ કરવાને

મુકયો. યોગેશ્વરે ત્યાં અંગ્રેજીનો સારો અભ્યાસ કર્યો. હુગલી કોલેજમાં પ્રવેશ કરી સીનિયર છાત્રવૃત્તિ પ્રાપ્ત કરી. હવે વૃદ્ધ વાચસ્પતિએ દોહિત્રના લગ્નને માટે કમર બાંધી અને ગામેગામ માણસો મોકલ્યા. યોગેશ્વરને માટે સુયોગ્ય વધુ લાવવાનો તેનો વિચાર હતો. દુર્ગાદેવીના હર્ષનો પાર નહોતો. તેણે દ્રૌપદીના રૂપનું વર્ણન વાંચ્યું હતું અને તેને કંઠસ્થ કરી લીધું હતું. પોતાના યોગેશ્વરને તેવીજ વધુ પ્રાપ્ત થાય એવી તેની મનોવાંચ્છના હતી.

ઘણી તપાસ કર્યા પછી "ઉમા" પ્રાપ્ત થઇ. ઉમા મોટા ઘરની છોકરી હતી. તેનો પિતા ગિરીશચંદ્ર પરમ ચતુર અને ગંભિર પ્રકૃતિનો મનુષ્ય હતો. તેણે વિચાર કર્યો કે યોગેશ્વર સંસ્કૃત સાહિત્યનો એક સારો પંડિત છે અને અંગ્રેજી પણ તેને સારી રીતે અવગત છે માટે આ સમયમાં તેને અનાયાસ ઉચ્ચ પદ મળી જશે. વળી તે સત્પુરૂષ, સારા કુળનો, અતિ દરિદ્ર અને પિતૃવિહીન છે. યદિ અધિકારીઓને એના સંબંધમાં ભલામણ કરવાથી એને સારી નોકરી મળશે તો જમાઇ આપણા હાથમાં રહેશે; એટલે પુત્રી પણ સૌભાગ્યવતી બની ઘરમાંજ રહેશે. આવો વિચાર કરી ગિરીશબાબુએ યોગેશ્વરને કન્યાદાન કરી દીધું. તેમણે પોતાનાં આપ્તો, મિત્રો આદિને નિમંત્રણ કરી અતિ ધામધુમથી લગ્નનો ઉત્સવ કર્યો. યોગેશ્વર લગ્ન પશ્ચાત્ અલ્પ સમયમાં ડેપ્યુટી કલેકટર થયો. સરકાર બહાદુરે તેને બંગાલાના અનેક સ્થાનોમાં ભ્રમણ કરાવી, અનેક સ્થળોનાં

જળવાયુની મઝા ચખાડી અંતે મુંગેરમાં મોકલ્યો. આ સમયે યોગેશ્વર બાબુએ અંગ્રેજી ચાલ ચલાવી, પરંતુ તેનો શ્વસુર ગિરીશ્ચંદ્ર પોતાની પુત્રી ઉમા તથા તેના નાના બાલકને તેની સાથે દુર દેશમાં મોકલવાને સમ્મત થયો નહિ. પરંતુ અધિકારી જમાઇએ તેના વિરોધ પ્રત્યે લેશ પણ લક્ષ્ય આપ્યું નહિ. તે સ્ત્રી, પુત્ર તથા માતાને પોતાની સાથે લઇને મુંગેર ચાલ્યો ગયો.

તેઓ મુંગેરના કિલ્લામાં એક સારૂં મકાન ભાડે લઇ તેમાં રહેવા લાગ્યાં. આજ મકાનની એક કોટડીમાં મા-દીકરાનું ઉપરોક્ત ગાનતાન નૃત્ય થઈ રહ્યું હતું. જે વહુની નણંદ હોતી નથી તેને ઝાઝો અત્યાચાર સહન કરવો પડતો નથી, તે એક પ્રકારે સ્વતંત્ર બની જાય છે. યોગેશ્વરને એકજ પુત્ર હતો, અને તેથી તે જેમ અત્યંત લાડકવાયો હતો તેમ તેની માતા ઉમા અતિ માનવંતી હતી અને તેથી ઉમાને ખુણાખોચરામાં લપાઇ છુપાઇને રહેવું પડતું નહોતું. પિયરની લાડકી છોકરી શ્વસુરગૃહે આવીને પણ આમોદ પ્રમોદમાં રહેવા લાગી. જેવી રીતે તે પિયરમાં સ્વચ્છંદતાપુર્વક ખેલતી તેવી રીતે તે સાસરામાં પણ પોતાના શિશુપુત્રની સાથે નૃત્યગાન કરતી સાસુ વગેરે તેમાં કાંઈ બાધા ઉપસ્થિત કરતાં નહિ.

# પ્રકરણ ત્રીજું.

—:o:—

## સાસુ વહુ.

ઉમા શ્વસુરગૃહે આદર તથા લાડ પ્રાપ્ત કરી કાંઇક ગર્વિત બની ગઇ હતી. શ્રીમાન યોગેશ્વર બાબુપર તેણે પોતાનો સારો પ્રભાવ બેસાડયો હતો. ઉમાને ભગવાને જેમ રૂપ, ગુણથી અલંકૃત કરી હતી તેમ તે લાડ, પ્રેમ તથા માન આદરની પણ અધિકારિણી બની હતી, તેની સાસુ વારંવાર કહેતી કે "ઉમા જ્યારથી મારા ઘરમાં આવી છે ત્યારથી મારા ઘરમાં લક્ષ્મીની કૃપા થઇ છે." આથી ઉમાના મનમાં દર્પ ઉત્પન્ન થયો હતો. તે બિચારા યોગેશ્વર બાબુને આંગળીપર નચાવતી હતી.

મંદમંદ હસતી તથા એક નાની સોટી લઇ તે દ્વારા પોતાના શિશુને મારવાનો ડર બતાવતી ઉમા સાસુની પાછળ પાછળ ગઇ. તેના મસ્તકપરથી સાડી પાછલા ભાગમાં સરી ગઇ છે અને કેશની કાળી લટો લલાટ, કાન તથા ગાલોપર આવી ભ્રમર પંક્તિની પેઠે લટકી રહી છે. તે તરતની ઉંઘમાંથી ઉઠી છે, એટલા માટે તેની ઉભય આંખો લાલ અને મુખ ભાંભરૂં દેખાય છે. તેના વદનપર ચિંતાનો લેશ પણ છાંટો નથી, પરંતુ તે પરથી આનંદનાં કિરણો ચોતરફ ફેલાયા કરે છે.

સાસુ વહુ ઉભય ઘરના કુવાની પાસે આવ્યાં. ઉમાએ બે ચાર અંજલિ જળ પોતાના મુખપર નાંખી તેને

ધોવા માંડ્યું. આ સમયે તેના મુખની શોભા જે પર વર્ષાદનાં જલબિંદુઓ પડયાં હોય એવા કમળ સમાન જણાવા લાગી. એટલામાં કમળનાં શ્યામ કેસરો સદૃશ નાની નાની કેશલટાઓ મુખની એક તરફ લટકી પડી. સુવર્ણ ભુષણથી ભુષિત એવા પોતાના નાજુક હસ્તો વતી ઉમાએ કેટલીકવાર પોતાનાં મુખ અને આંખપર પાણી છાંટયું અને પોતાના મસ્તકની છુટી કેશલટાઓને યથાસ્થાન રાખવા-નો પ્રયત્ન કર્યો પરંતુ તે ઉચિત સ્થાને રહેતી નહોતી, સરી સરીને પુનઃ મુખપર આવી પડતી હતી.

તે બિચારી લાચાર સ્ત્રી પોતાનું મુખ ધોઈ શકી નહિ. તેને આવી સ્થિતિમાં જોઈ વૃદ્ધા સાસુથી મૌન ધારણ કરી શકાયું નહિ. તે પોકારી ઉઠી "ગાંડી, તું હજી સુધી કાંઇ શીખી નહિ? શું તું તારૂં પોતાનું મુખ પણ ધોઇ શકતી નથી?"

આ પ્રસંગે બાળકે પણ એક તમાશો કર્યો. તે વાંકો વળીને દાદીની ગોદમાંથી માતાના ગળામાં લટકી પડયો. તેણે પોતાનું અમૃતપુર્ણ નાનું મુખ માતાના અધર સાથે અડાડ્યું. આ સમયે ઉમા ભારે વિવંચનામાં પડી. તેને માટે એક અતિ વિષમ અવસ્થા આવીને ઉપસ્થિત થઈ. અદ્યાપિ તે મુખ પણ લુછી શકી નહોતી તે ભીના હાથથી બાળકને સંભાળવાની સ્થિતિમાં નહોતી. તેના મસ્તકપરથી સાડીનો છેડો પણ સરી પડયો. નિકટજ સાસુ ઉભી હતી. આવી સ્થિતિમાં બાળકને ધમકાવવાનો અથવા તેને ઢોલથપ્પડ

કરવાનો પણ ઉમાને અધીકાર નહોતો. સાસુ ઉમાના સર્વ અત્યાચારો સહન કરતી. પરંતુ જ્યારે તે બાળકને ધમકાવતી ત્યારે તેનાથી તેનો તે અત્યાચાર સહન થઇ શકતો નહોતો. નિરૂપાય ઉમા ગણેશજનનીની પેઠે બાલકને ગોદમાં લઇ કુવાની પાસે ઉભી રહી અસ્તાચળમાં જતાં સુર્યનાં આરકત કિરણો તેના મનને પ્રમુદિત કરી રહ્યાં હતાં.

એટલામાં યોગેશ્વર બિલકુલ અવાજ કર્યા વિના દ્વાર પર આવીને ખડા થયા. એક વાર અલ્પ સમય પર્યંત યોગેશ્વરે તે દેવી મૂર્તિનું અવલોકન કર્યું, સ્વપ્નની છાયા સદૃશ તે રૂપનું નિરીક્ષણ કર્યું. જયાં ચાર આંખ થઇ કે તરતજ લજ્જાવશ જીહ્વા દાંત નીચે દબાવી, જરા આમતેમ દ્રષ્ટિપાત કરી. બાળકને ગોદમાંથી ઉતારી કુવાની પાસે કીચડમાં બેસાડી, શીઘ્ર આંગણું અને ઓટલો ઓળંગી ઉમા પોતાના દિવાનખાનામાં ગઇ અને અંદરથી બારણું બંધ કરી દીધું દુર્ગાદેવીએ "મર અભાગિણી, વાંદરી" ઇત્યાદિ મીઠાં મીઠાં વચનોથી વહુનો તિરસ્કાર કરી રોતા બાળકને ઉંચકી લીધો, અને તેના શરીરે લાગેલો કાદવ ધોઇ નાંખ્યો. યોગેશ્વરે પણ એટલામાં "મા" એવો શબ્દોચ્ચાર કરી ગૃહમાં પ્રવેશ કર્યો.

યોગેશ્વરે ધીમે ધીમે દાલાનમાં જઇ કપડાં ઉતારી એક ખુંટીપર ભેરવ્યાં. તેણે ઘડીઆળ તથા અછોડો માતાના હાથમાં મુકયાં, પગારના રૂપીઆ પણ તેને

આવ્યા અને તે હાથ મુખ ધોઈ માતાની પાસે એક આસન ઉપર બેઠો. માતાએ તેને જળ આણી આપ્યું અને બાળકને તેની પાસે બેસાડી તેને પંખો વિંજવા લાગી. વચ્ચે વચ્ચે તે પુત્ર યોગેશ્વરની પીઠ અને મસ્તક-પર હાથ પણ ફેરવતી હતી. આ સમયે ગૃહવ્યવસ્થાના સંબંધમાં માતાપુત્ર વચ્ચે અનેક વાર્તા થઇ. અંતે એક હાથમાં પાનનો ડબ્બો લઇ, બાળકને કેડે બેસાડી, બીજા હાથમાં ધોતીઆનો કલ્લો પકડી યોગેશ્વર બાબુ પોતાના શયનાગાર તરફ ગયા. શયનાગારનું દ્વાર અંદરથી બંધ હતું. ધીમેથી તેને હડસેલ્યું તો પ્રતીત થયું કે દ્વાર અંદરથી બંધ છે. દ્વાર ખડખડાવ્યું. સાંકળ પકડી ખડખડાવી તોપણ અંદરથી કાંઇ અવાજ આવતો ન જણાયો. કાંઇ ઉત્તર ન મળ્યો બાળકે "મા,મા" કહીને બુમ પાડી તો પણ કાંઇ ઉત્તર મળ્યો નહિ. કોઇને બોલતું નહિ સાંભળી બાળક રડી પડયો. બાળકે રોદન કરતાંજ દ્વાર ખુલી ગયું. કારણકે યદિ બાળકનું રોદન દુર્ગાદેવીના કર્ણપટપર અથડાત તો ઉમાને ભોંય ભારી પડી જાત.

આ સમયે ઉમાની શોભા વિલક્ષણ હતી. મુખ તથા આંખો ઉપર પ્રસ્વેદ તથા તેલના રેલા ચાલી રહ્યા છે. મસ્તક પરથી સાડી સ્કંધપર સરી પડી છે. દર્પણ કાંસકી વગેરે હાથમાં છે. ઉમા કાંઇ બોલી નહિ પરંતુ એક બાજુ થઇ દીવાનખાનામાંથી બહાર નીકળી પોતાની સાસુની પાસે ચાલી ગઇ. ત્યાર પછી તે કુવાપર જઇ હાથ મુખ ધોઈ વસ્ત્ર બદલી રસોડામાં ગઇ.

રસોઇ થતાં યોગેશ્વરે વાળુ કર્યું અને તે જમી ઉઠયા પછી તેનીજ થાળીમાં ઉમાએ ભોજન કર્યું. ત્યાર પછી થાળી કુવા આગળ મુકી પાનનો ડબ્બો ખોલી કેટલાંક પાનનાં બીડાં બનાવી એક મુખમાં મુકી શેષ હાથમાં લઈ ધીમે ધીમે સ્મિત કરતી ઉમાસુંદરી પોતાના શયનાગારમાં ગઈ.

---

## પ્રકરણ ૪ થું.

### પતી-પત્ની.

ઉમાએ દિવાનખાનામાં આવીને જોયું તો બાળક તેની કીરમજી રંગની સાડી જમીનપર પાથરી તે પર બેઠો છે અને યોગેશ્વરના જમણા હાથનો અંગુઠો ચાટી રહ્યો છે. યોગેશ્વર બાબુ હુક્કો પી રહ્યા છે. તેના ધુમ્રથી તેમનું મુખ નવીન મેઘથી આચ્છન્નપ્રાય સુર્યબિંબની પેઠે શોભી રહ્યું છે. તેમની આંખ અર્ધ ખુલ્લી, અર્ધ બંધ એવી સ્થિતિમાં છે. સોનાની દાંતકોતરણી યોગેશ્વર બાબુના ગળામાં લટકી રહી છે; તેને હસ્તગત કરવાને માટે બાળક વારંવાર ચેષ્ટા કરે છે, પરંતુ વિફલમનોરથ થઇ હસતો હસતો પિતાના ખોળામાં આળોટી પડે છે. વળી તે માતાની રંગીન સાડીનો એક છેડો મસ્તકપર લઇ સ્ત્રીનું રૂપ બનાવે છે.

ઉમાએ પોતાની સાડી મેલી થતી જોઈ એક હુક્કાબરદાર સેનાપતિની પેઠે હુક્કાની ચલમ પીકદાન ઉપર ઉંધી વાળી દીધી, ગૃહની પુર્વ તરફની બારી ખોલી નાંખી અને બાળકના હાથમાંની સાડી લઇ વળગણી ઉપર મુકી દીધી. આટલો પ્રબંધ કર્યા પશ્ચાત્ સેનાપતિ મહાશયા પોતાના પતિની બાજુમાં આવીને બેસી ગઇ.

પરંતુ સ્વામિ યોગેશ્વર નિશ્ચલ ભાવથી બેઠા છે. અર્ધ ખુલ્લી આંખો તથ સસ્મિતવદન સહિત તેઓ શિવની પેઠે સ્નેહભાવથી બેઠા છે. ઉમા સદૃશ અપુર્વ સુંદરી બાજુમાં હોવા છતાં તેઓ પુર્વવત નિસ્પંદ, નિર્વિકાર રહ્યા છે. યોગેશ્વરને આ સ્થિતિમાં રહેવા દેવો એ ઉમાને યુક્ત લાગ્યું નહિ. તે આવો રંગ જોઇ બોલી "આથીજ તો ઘરમાં આવવાની ઇચ્છા થતી નથી. હું કલાકોથી ઘરમાં આવીને બેઠી છું તો પણ મારી સાથે લેશ પણ વાર્તાલાપ કરતા નથી. તેથી પ્રતીત થાય છે કે મુગા બની ગયા છો."

યોગેશ્વર—"નહિ, નહિ, આપના સમજવામાં ભુલ થઇ છે. હું મુગો નથી, પરંતુ શ્રીમતિના આ સેનાપતિત્વે મને મુગો બનાવી દીધો હતો. હા, હા, એનું એક બીજું કારણ છે. તમારા સ્ત્રીજનોના સંસર્ગમાં રહેવાથી અમારાં પુરૂષોનાં ઇહલોક, પરલોક ઉભય નષ્ટ થાય છે. અતએવ હવે મેં સંન્યાસી બનવાનો વિચાર કર્યો છે."

ઉમા—"સારી વાત છે. એમાં હું પણ પ્રસન્ન છું. ઠીક, હવે આપ ભગવાનનું ધ્યાન ધરો. હું સાસુજીની પાસે જાઉં છું. હા, બીજી એક વાતનું સ્મરણ થયું. કાલે સાસુજી એકાદશી ભુખ્યાં રહેશે માટે તેમને માટે ફળાહારની વ્યવસ્થા કરવી જોઇએ. માટે હું જાઉં છું."

યોગેશ્વર—"અરે જરા ઉભાં તો રહો. આપને જે કામો કરવાનાં છે તેની મને પણ ખબર છે. તે માટે હમણાં ચિંતા કરવાની કાંઈ આવશ્યકતા નથી. અત્યારે તો અત્રેજ સંન્યાસી બાવાની સેવા કરો. પછીની વાત પછી."

ઉમા—"જેવી આપની આજ્ઞા, સંન્યાસી બાવા! દાસી આપની સેવામાં હાજર છે."

યોગેશ્વર—"દાસીને હવે સંન્યાસી બાવાની સાથે મુંગેરથી પટના જવું પડશે. સરકારની એવી આજ્ઞા છે. માટે તેના સંબંધમાં દાસીનો શું અભીપ્રાય છે?"

ઉમા—"શું કહો છો? શું પુનઃ આપની બદલી થઇ? હું તો આવીશ નહિ."

યોગેશ્વર—ઠીક ત્યારે, આપ અહીંઆંજ રહો; મુંગેરમાં મિરકાસિમના કિલ્લામાં ઝાંસીની રાણી સદૃશ આપ કેદ રહેશો?"

ઉમા—"આ વખત ઠઠ્ઠામશ્કરી જવા દો. આ બદલીના સંબંધમાં માતાજીને તો આપે કાંઈ પણ કહ્યું નથી, એનું કારણ શું? પટના જવાનું ક્યારે થશે?"

યોગેશ્વર—"સરકારનો જ્યારે હુકમ થાય ત્યારે. માતાજી જ્યારે ભોજનાદિથી પરવારશે ત્યારે હું તેમને આના સંબંધમાં વાત કરીશ. પશ્ચિમ તરફ જવાની અદ્યાપિ માને કાંઇક કષ્ટ થશે તથાપિ પટના ગંગાતટપર આવેલું છે; ત્યાં જવાથી મા પ્રતિદિન ગંગાસ્નાનનો લાભ મેળવી શકશે, તેથી તેઓ કાંઇ વિશેષ વિરોધ કરશે નહિં."

ઉમા ઘણીવાર સુધી કોણ જાણે શું મનમાં શોચતી અને ડાબા પગના નખવતી જમીન ખોદતી રહી. અંતે તે કાંઈ વિચાર કરી બોલી ઉઠી "મારી એક વાત સાંભળશો ?"

ઉમાના આ શબ્દો શ્રવણ કરતાંજ યોગેશ્વર બાબુ મસ્તક જરા અવનત કરી તથા કમર લગાર વક્ર કરી ઉભય હસ્તો જોડી બોલ્યા "ગુલામ હાજિર છે, હુઝુરની શી. આજ્ઞા છે?"

ઉમા મંદહાસ્ય કરી બોલી "ચાલો, હઠો; મને આ સર્વ રંગતમાશા સારા લાગતા નથી. મારે જે કહેવાનું છે તે સાંભળો."

યોગેશ્વર પોતાનો જમણો કાન જરા વાંકો કરી તેની સમીપ પોતાનો જમણો હાથ રાખી ઉમાની વાત સાંભળવાને આતુર થઇ બેઠા. સ્વામિના ગાલમાં અંગુલિવતી જરા પ્રહાર કરી ઉમાએ પોતાના વકતવ્યની ઉપક્રમણિકા સમાપ્ત કરી. તત્પશ્ચાત્ તે સ્પષ્ટ શબ્દોમાં બોલી "જુઓ સાસુજી એકલાં છે, વૃદ્ધ છે, તેમનાથી હવે

રસોઇપાણીનું કામ થઇ શકતું નથી, મારે હવે થોડા દીવસોમાં જ પ્રસુતીગ્રહમાં પ્રવેશ કરવો પડશે. તે સમયે ગૃહવ્યવસ્થા કેવી રીતે ચલાવવી તેનો પ્રબંધ આપણે અત્યારથી કરવો જોઇએ. આપની તો મહિને મહિને બદલી થતી રહે છે અને તેની ચિંતાથી મને ગૃહપ્રબંધના સંબંધમાં વિચાર કરવાનો સમય મળતો નથી અત્યાર સુધી તો આપણું શંકટ ગમે તેમ ચાલ્યું, પરંતુ હવે કોઇ અન્ય પ્રબંધ કર્યા વિના ગત્યંતર નથી માટે શત્રુના મુખ કાળાં કરી જ્યાંસુધી મારૂં બાલક જન્મ લે અને હું સુતિકાગારમાં રહું ત્યાંસુધીને માટે ગમે તે પ્રબંધ અવશ્ય કરવો જોઇએ. મારો અભિપ્રાય તો એવો છે કે ત્યાંસુધીને માટે મારી વિનોદિની જીજીને અહીંઆ બોલાવી રાખવી. તમે રસોઇઆની બનાવેલી રસોઇ ખાવાના નથી. સાસુજી આદત છુટી જવાથી રસોઇ બનાવી શકતાં નથી અને હું તે સમયે રસોઈ બનાવી શકીશજ નહિ માટે આના સંબંધમાં આપનો અભિપ્રાય શું છે?"

યોગેશ્વર—"વાહ, મેંતો કોઇની આટલી શીઘ્ર ઉન્નતિ થએલી જોઇ નથી. બે ચાર મહિનામાંજ આવી પાકી ગ્રહિણી બની ગઇ! આવું ઉત્તમ ગ્રહિણીનું કાર્ય આપ કોની પાસે અને કયારે શીખ્યાં? મહાશયા, આપનું આવું લાંબું પહોળું વ્યાખ્યાન સમજવાને હું બિલકુલ અસમર્થ છું. હું કેવલ નોકરી કરીશ, પગાર લાવી આપીશ અને શ્રીમતી ભગવતીના દેવમંદીરનો પ્રસાદ ગ્રહણ

કરીશ. વચ્ચે વચ્ચે કોઈ કોઇ વાર તમારી સાથે ઝઘડો પણ કરીશ. યદિ ઘર અને બહાર સર્વે જગ્યાની ચિંતા મારે રાખવી પડે તો સંસારી બનીને રહેવા કરતાં સંન્યાસી થઇને રહેવુંજ બહેતર છે."

ઉમા—"સારી વાત છે. ત્યારે તો સંન્યાસી બની જાઓ. પરંતુ સંન્યાસી બનશો તો હુકકો કોણ ભરી આપશે? રસોઈ કોણ કરી આપશે? મહેરબાન, મેં શું કહ્યું અને આપે ઉત્તર શો આપ્યો? શું મારા કુહેવાનો ઉત્તર આ જ છે? હર ઘડી ઠઠ્ઠામશ્કરી સારી લાગતી નથી."

આ સમયે યોગેશ્વરની માતાએ દ્વારપર આવી "બાબુ" કહીને પોકાર કર્યો. બાબુ દાદીનો અવાજ સાંભળી "મા, હું દાદીની પાસે જઇશ." એમ કહી માતાના ખોળાપરથી ઉતરી પડયો. આ સમયે યોગેશ્વરે. "મા, સાંભળો તો" એમ કહી માતાને દીવાનખાનામાં બોલાવી.

માતા દીવાનખાનામાં ગઇ. ઉમા સત્વર ઘુંઘટો તાણી ચારપાઇની આડમાં જઈ બેઠી. માતા બોલી "શું કહોછો, બેટા યોગેશ્વર?"

યોગેશ્વર—"સરકારે પુનઃ મારી બદલી પટના કરી છે. આજેજ કલકત્તાથી એ વાતની ખબર આવી છે. પરંતુ અદ્યાપિ એ હકીકત ગેઝેટમાં છપાઈ નથી. એનું કહેવું એવું છે કે એની કાક વિનોદિની જીજી છે તેને હાલમાં અહીંઆં બોલાવવી એ બાબતમાં તમારો અભિપ્રાય શું છે?"

માતા—"એ કાંઈ ખરાબ સલાહ નથી. વિનોદિની એક સારી, હુશીઆર છોકરી છે. ઘરનો હિસાબકિતાબ રાખવાની શક્તિ પણ તેનામાં છે. બેટા, તે બહુ સીધી, સાદી છોકરી છે. બેટા, તમે જાણોજ છો કે મારાથી હવે ઘરનું કોઈ કામ થઇ શકતું નથી. હવે મારી એવી દશા થઇ ગઇ છે કે હું બાબુને—મારી આંખની પુતળીને પણ ઘણીવાર સુધી ગોદમાં લીધાથી થાકી જાઉંછું. પરંતુ શું અન્ય કોઇની પુત્રી આપણા ઘરમાં દાસી તરિકે રહેશે? યદિ તે ખુશીથી આવે-અહીંઆં આવવાને તે રાજી હોય તો તો તેને બોલાવો. પ્રતીત થાય છે કે આ ગાંડી વહુનો સ્વતંત્ર મત છે."

આટલું બોલી વૃદ્ધા પૌત્રને ગોદમાં લઇ નિકટની કોટડીમાં ચાલી ગઈ. યોગેશ્વર માતાના અંતિમ શબ્દો સાંભળી હસી પડયા અને હસતાં હસતાંજ ઉમાની સાડી ખેંચી તેને પોતાની પાસે બેસાડી. ઉમા ઘુંઘટ ખોલી હાંફતી હાંફતી પતિની પાસે આવી બેસી ગઇ. યોગેશ્વરે ઉમાની હડપચી પકડી કહ્યું "બસ, સર્વ પ્રકારે મારૂંજ ભાગ્ય ચમકી રહ્યું છે. આ સમયે મારો ડાબો અને જમણો ઉભય હસ્ત ખાંડના લાડુથી ભરાઇ જશે."

ઉમા લગાર પોતાનું મુખ ફેરવી બોલી "તે કેવી રીતે?"

યોગેશ્વર—"કેમ? એક હાથમાં તમે વિલાયતી ખાંડના સુંદર લાડુના સ્વરૂપમાં રહેશો અને બીજા હાથમાં રહેશે વિનોદિની દેશી ખાંડના લાડુની પેઠે. ઉમે,

સાવધાન રહેજો તમારી વિનોદિની જીર્ણ યુવતી, સુંદરી, સુશીલા તથા ચતુરા છે તે તમારૂં નાવ ડુબાડશે, તમારે માર્ગે માર્ગે ભ્રમણ કરવું પડશે અને નયનનીરથી તમારા વક્ષસ્થળ પરનું કપડું ભીંજાઇ જશે."

યોગેશ્વરના આ ઉપાલંભાત્મક, તિરસ્કારપુર્ણ શબ્દો સાંભળી પ્રથમ તો ઉમા ચોંકી ઉઠી–સળગી ઉઠી કિંતુ પાછળથી હસીને બોલી "મારૂં નાવ જીર્ણ નથી. અને ધારો કે તે કોઇ પ્રકારે ડુબે તો તેની ચિંતા મને છે, આપને તેની ફીકર કરવાનું પ્રયોજન શું?"

---

## પ્રકરણ ૫ મું.

### વિનોદિની.

જે વિનોદિનીનું નામ પાઠક ગત પરિચ્છેદમાં શ્રવણ કરી ચુકયા છે તેનો અત્રે પરિચય કરાવવો અમે ઉચિત સમજીએ છીએ. વિનોદિની દુરની સગાઇથી ઉમાની મોળાઇ બ્હેન થાય છે. વિનોદિની વિધવા છે–બાળ વિધવા છે. ગામના કોઇપણ માણસે વિનોદિનીને કદી સધવા જોઇ નથી. કિંતુ હમણાં તેની વય વીસ વર્ષથી અધિક નથી. પાંચ વરસની વયે વિનોદિનીનાં લગ્ન થયાં હતાં; વિનોદિનીને લગ્નનું લેશપણ સ્મરણ નથી. તત્પશ્ચાત

તે વિધવા બની હતી. તે વિધવા ક્યારે થઇ હતી તે પણ તે જાણતી નથી. વિનોદિની કેવલ એટલુંજ જાણે છે કે હું વિધવા છું, મારે સ્નિગ્ધ આહાર ન કરવો જોઇએ; ચાંલ્લો ન કરવો જોઇએ: રંગીન વસ્ત્રો અને વૈધવ્યવર્જીત આભુષણો પણ નહિ પહેરવાં જોઇએ. તે એકાદશી કરે છે, ફળ, ફુલ આદિનો આહાર કરેછે. કલાકોના કલાકો સુધી પરમાત્માનું ધ્યાન ધરે છે અને જમીનપર સુએ છે.

અમારા ફેશનેબલ બાબુ સાહેબો એવો અભિપ્રાય ધરાવે છે કે જયાંસુધી સ્ત્રીઓ પ્રતિદિન ચારપાંચ ભિન્ન ભિન્ન રંગોની સાડીઓ નહિ બદલશે—જયાંસુધી તેમનાં શરીર સાંગોપાંગ ઉત્તમ અલંકારોથી અલંકૃત કરવામાં નહિ આવશે ત્યાંસુધી તેઓ "સુંદરી" નહિ બનશે. પરંતુ આ વાત તેજ સ્ત્રીઓને લાગુ પડે છે કે જેઓ વાસ્તવમાં "સુંદરી" નથી—જેઓ કૃત્રિમ સૌંદર્ય ઉત્પન્ન કર્યા વિના શોભતી નથી. પરંતુ જેઓ વસ્તુતઃ " સુંદરી " છે તેમને કોઇપણ પ્રકારનાં આભુષણોની આવસ્યકતા નથી. આજ કારણથી ઉકત દશામાં રહેવા છતાં બાલવિધવા વિનોદિની અત્યંત રૂપવતી છે. વિનોદિનીનું મુખ, કપોલ. ભ્રમર, અને નયનો એ સર્વ યૌવનનો પ્રકાશ આપી રહ્યાં છે. વિધિએ વિનોદિનીનાં અંગપ્રત્યંગમાં યૌવન દાબી દાબીને ભરી દીધું છે. સ્થિર, ધીર, ગંભિર યમુના પ્રવાહની પેઠે તેનો યૌવન પ્રવાહ વહેતો જાય છે. તેમાં મોટા મોટા મદોન્મત્ત તરંગો આવતા નથી, તેમાં તરંગોને

લીધે ચંદ્રપ્રકાશ, કોટી ચંદ્રકિરણોમાં પરિવર્તિત થતો નથી. સંભવ છે કે યમુનાપ્રવાહની પેઠે આ યૌવનપ્રવાહમાં મકર, કચ્છ પ્રભૃતિ અસંખ્ય જીવો હશે. આકાશની પેઠે વિનોદિનીની આંખો સ્થિર, ધીર, નીલ અને ગંભીર છે કિંતુ તે નયન યુગલની તરફ જેમ અધિકાધિક નિહાળીને જોશો તેમ તે અધિક અસ્પર્શનીય, અસીમ તથા અજ્ઞેય પ્રતીત થશે. તમારી દ્રષ્ટિ અંતે તે નયનના અજ્ઞેયત્વ તથા અપુર્વત્વમાં ડુબી જશે. આત્મજ્ઞાન રહિત થઇ પડશે.

ઘણા લોકો માનેછે કે સ્ત્રીઓની સુંદરતા સદૈવ પરિવર્તિત થતી રહે છે. કિંતુ લાવણ્યમયી વિનોદિનીના લાવણ્યમાં કદાપિ ચંચળતા પ્રતીત થતી નથી. તે તો સ્થિર દામિની જ્યોત છે. આગ્રાનો તાજમહેલ લાવણ્યનો સ્થિર વિકાર છે. સુંદરતા સંગેમરમરમાં અંકિત થયેલી છે, તોપણ તેને એકાએક જોવાથી તેમાં શૃંગારની પ્રતીતિ થતી નથી. તેજ પ્રકારે વિનોદિનીને સહસા જોવાથી તેમાં રાસિક્તાની પ્રતીતિ થતી નથી. તે પોતાના ગૃહનું કામકાજ કરે છે. તેને જે કાંઇ કહેવામાં આવે તેને શ્રવણ કરે છે; પ્રસંગવશાત બોલે છે. તોપણ તેને ધ્યાનપુર્વક જોવાથી પ્રતીત થાય છે કે સમય આવતાં તે કેવલ રસિકજ નહિ, પરંતુ રમણી રૂપમાં લાવણ્યની પ્રતિમા બની જાય એમ છે. તાજ મહેલની કરોડમાં પ્રણયશોકનો વૃશ્ચિક છુપાયેલો છે, અને સંભવતઃ વિનોદિનીના હૃદયમાં વૈધવ્ય શોકનો સર્પ ગુપ્ત રહેલો છે. યદિ એમ ન

હોય તો તાજમહાલના રૂપની સાથે. વિનોદિનીનાં રૂપ લાવણ્યની સમતા શી રીતે હોઈ શકે ?

વિનોદિનીના મુખપર સુખ, પ્રેમ; વાસના, અનુરાગનાં ચિન્હો દ્રગ્ગોચર થતાં નથી. જે લક્ષણો જોઇ સંસારનાં સુખી દુઃખી માણસોનો પરિચય પ્રાપ્ત થાય છે તેમાંનું એક પણ લક્ષણ વિનોદિનીની દેહપર પ્રતીત થતું નથી.

જ્યારે યોગેશ્વર બાબુની પટના બદલી થઈ ત્યારે તેમણે સવજી બાગમાં એક મકાન ભાડે લીધું. ઉમાની સાથે વિનોદિની પણ ત્યાં ગઇ. વિનોદિની પ્રાતઃકાલમાં રસોડામાં જઇ રસોઇ કરતી, બપોરના સમયે બાબુને રમાડતી, સાંજે પુનઃ રસોઈ બનાવતી, અને રાતે અર્ધી રાત સુધી વૃદ્ધા દુર્ગાદેવીની પદસેવા કરતી.

પરંતુ ઉમા તો કેવલ પોતાના મનોવિનોદમાંજ આખો દીવસ વ્યતીત કરતી—એક ઘેરથી બીજે ઘેર જતી અને બીજેથી ત્રીજે જતી. પાનનાં બીડાંનું સેવન કર્યાં કરતી અને પોતાના સ્વામીની સાથે ઝઘડો કર્યા કરતી. ઉમા આ વખતે સૌભાગ્યના સમુદ્રમાં રાતદીન ડુબેલી રહેતી.

ઉમા! શું સદૈવ તમારી આ સ્થિતી રહેશે?



# પ્રકરણ ૬ ઠું.

## નવદુર્ગાદેવી.

નવદુર્ગા દેવી વિધવા નથી, તથાપિ તે વૈધવ્યવ્રત-ચારિણી છે. કારણકે તેનો પતી પ્રાયઃ અઢાર વર્ષથી કુટુંબનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે. દેશાચાર અને શાસ્ત્રઅનુસાર યોગેશ્વર અત્યાર સુધીમાં પિતાનું પુતળું બનાવી તેને બાળી મુકત અને શ્રાદ્ધાદિ ક્રિયા કરત તો વાંધો નહોતો. કિંતુ યોગેશ્વરને અદ્યાપિ એવી આશા હતી કે પુનઃ પિતાનાં દર્શન અવશ્ય થશે. વળી તે માતાને વિધવા વેશમાં જોવા ઇચ્છતો નહોતો. તે છતાં તેની માતા વિધવા સમાનજ વ્યવહાર કરતી, એકાદશીને દિવસે અનાહાર રહેતી, સાંજે ફળ મુળ ખાતી અને રાત્રિદિવસ જપતપમાં નિમગ્ન રહેતી. તોપણ અદ્યાપિ તેણે ચાંલ્લાને તિલાંજલી આપી નહોતી.

નવદુર્ગામાં સર્વ ગુણો હતા, પરંતુ તેનામાં એક અતિ મોટો દોષ પણ હતો—અર્થાત તે કાનની કાચી હતી. તે સર્વની વાત સાંભળતી અને તે સત્ય માનતી. આનું કારણ એ હતું કે દશ માણસોના કુટુંબમાં રહેવાનું સૌભાગ્ય તેને કદિ પ્રાપ્ત થયું નહોતું. તે કેવલ પોતાના સ્વામિની સાથે દશ વર્ષ પર્યંત રહી હતી. પરંતુ તેને

ગૃહસ્થાશ્રમ ન કહી શકાય. તેનો સ્વામિ કેવલ સ્નાન, સંધ્યા પુજન, હોમ, જપ આદિમાં નિમગ્ન રહેતો હતો અને સદા વેદાંત દર્શનનું પરિશીલન કર્યા કરતો હતો. બિચારી નવદુર્ગા મૌનપુર્વક તે જોયા અને સાંભળ્યા કરતી. નવદુર્ગા માનતી કે મારા સ્વામિ મનુષ્ય નથી પરંતુ સાક્ષાત્ દેવતા છે.

નવદુર્ગા દેવીને પુત્ર, પુત્રવધુ તથા પૌત્ર શિવાય કોઈ સ્વજન નહોતાં. યોગેશ્વર બાબુ માતા શિવાય કોઇને આત્મીય ગણતો નહોતો. તે જે કાંઇ કમાતો તે લાવીને માતાના હાથમાં આપતો. માના હાથની રસોઈ જમવી અને તે જે કહે તે સાંભળવું એ શિવાય અન્ય કાંઈ તે પોતાનું કર્તવ્ય સમજતો નહોતો. આ તરફ વહુ ઉમા દેવી આનંદમયી હતી. તેને નણંદ તો હતીજ નહિ, અને તેથી તે સાસુના સર્વ લાડ પ્રેમ એકલીજ ભોગવતી હતી. આથી દુર્ગાદેવી ઘરની સ્વામિની રહે તે પ્રત્યે તેને વાંધો નહોતો. નવદુર્ગાદેવી થોડાથી રૂષ્ટ અને થોડાથી તુષ્ટ થઇ જતી. સાધારણત: એકાદ બે મીઠી મીઠી વાતો સાંભળી તે સુપ્રસન્ન થઈ જતી અને તેની લેશ પણ સેવા કરવાથી તે પીગળી જતી અને એકદમ સેવા કરનારને આધીન થઇ જતી.

તે જેને માનની દ્રષ્ટિથી જોતી તેને પણ ગાળ દેતી અને જેનાપર ક્રુદ્ધ થતી તેને પણ ગાળ દેતી. હા, ખુશી અને રંજના સ્વર અવશ્ય ભિન્ન ભિન્ન હતા. પરંતુ ભાષામાં લેશ પણ ભેદ નહોતો. યદિ કોઇ યોગે-

શ્વરની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ કામ કરતું તો દુર્ગાદેવીના ક્રોધનો પાર રહેતો નહિ. ઉમા યોગેશ્વરની પત્ની હોવાથી તેનો પણ તે યોગેશ્વરના જેટલોજ આદર કરતી હતી. યોગેશ્વરની પ્રસન્નતા અને સંતુષ્ટિને માટે ઉમાને વ્યગ્ર અને સયત્ન જોઇને દુર્ગાદેવી તેનાં સાત ખુન માફ કરવાને તદા તૈયાર રહેતી અને તેના કોઇ અપરાધને અપરાધ ગણતી નહિ. યોગેશ્વર અને ઉમા અમોદપ્રમોદમાં દીવસો વ્યતીત કરતાં અને ગૃહનાં કોઇ પણ કામકાજ પ્રત્યે લક્ષ આપતાં નહિ.

બસ, આજ તેમનો ગ્રહસ્થાશ્રમ હતો. હાસ્યવિનોદ, રંગતમાશા, એશઆરામ, એ શિવાય કોઈ પણ વાત યોગેશ્વર અને તેની પત્ની જાણતાં નહોતાં. આવા ગૃહમાં આવીને વિનોદિની રહેવા લાગી. આ ગૃહમાં આવીને વિનોદિની સુખી થઇ કે દુઃખી તે કોણ કહી શકે? પરંતુ જેણે સુક્ષ્મ અવલોકન કર્યું હશે તેને પ્રતીત થયું હશે કે આ સુખમય ગૃહસ્થાશ્રમની આનંદ ચંદ્રિકાની જયોતિએ વિનોદિનીના શાંત શીતલ સ્વભાવમાં લાલસાની ચંચલ દીપ્તિ ઉપ્તન્ન કરી છે. તેના નિસ્તેજ ગાલોમાં હવે કાંઇક રકતતા દ્રગ્ગોચર થાય છે. તેના શુષ્ક અધર હવે સૌંદર્યયુકત રહે છે. તેની સ્થિર, ધીર, ગંભિર આંખોમાં હવે કાંઇક ચંચળતા દ્રષ્ટિગોચર થાય છે. પરંતુ તેથી વિનોદિનીનું શું બગડયું ? તે રાત્રિદિવસ ગૃહના કામકાજમાં રત રહેછે અને દુર્ગાદેવીની સેવામાં તત્પર રહે છે. યોગેશ્વરની સાથે કદિ વાતચીત

પણ કરતી નથી. તેની તરફ કદિ જોતી. પણ નથી, તેના દીવાનખાનામાં કદિ તેનું આવાગમન પણ થતું નથી.

દુર્ગાદેવી થોડા દીવસમાંજ વિનોદિનીને વશ થઈ ગઈ. બિચારી વિનોદિની ગરીબની કન્યા છે તેથી તેનાં સર્વ કામોમાં સુપ્રબંધ છે. તે હિસાબ પણ રાખે છે: પુર્વે યોગેશ્વરના ઘરમાં પ્રતિ માસ જેટલો ખર્ચ. થતો તેથી પોણો હવે થાય છે. વળી વિનોદિનીની ગૃહકર્મદક્ષતા પણ અતુલનીય છે તો હવે દુર્ગાદેવી વિનોદિનીને આધીન થઇ જાય તેમાં. શું આશ્ચર્ય? આ સમયે યોગેશ્વર બાબુના ઘરમાં વિનોદિનીનુંજ વર્ચસ્વ સ્થાપિત. થઇ ગયું છે. તે જે કહે તેજ થાય છે. નોકરચાકરોની ઉપર પણ તેની હકુમત છે. ઉમા આજે પણ પુર્વના જેટલીજ ભોળી અને સરલ છે. તે ધારે છે કે વિનોદિની જીજી જ્યારે સાસુજીને સારી રીતે ગૃહકાર્યમાં સહાય કરે છે ત્યારે મારે શી ચિંતા છે? મને જે ગમે તેજ હું કાં ન કરૂં? વસ્તુતઃ તે જે ધારતી તે કરતી. ઉમા રૂપીઆને કાંઇ લેખામાં ગણતી નહોતી, તે શ્રીમંતની કન્યા હતી, સુખમાં ઉછરી હતી, સ્વામી–ગૃહમાં આવ્યા પછી પણ તેને કોઇ પ્રકારની ત્રુટિ નહોતી. ઉમા રંગીન વસ્ત્રો બહુ પસંદ કરતી હતી. બાંકીપુરમાં રહી તેણે પોતાની ઇચ્છા પુરિપુર્ણ કરી. નિત્ય નવા નવા રંગનાં વસ્ત્રો તેને માટે આવતાં, ઉમા તે વસ્ત્રોને નિત્ય પહેરતી અને નિત્ય ધોઇને તેમના રંગ બગાડી નાંખતી. ઉમાને આ સુખી ગૃહમાં રહીને કેવલ આટલુંજ કામ કરવું પડતું. ઉમાના આ કાર્યમાં

વિનોદિનીએ બાધા ઉપસ્થિત કરી દીધી-જાણે તેને આ વિષે ઉમા પ્રત્યે ઇર્ષા ન હોય તેમ તેણે દુર્ગાદેવીને એ વિષે ફર્યાદ કરી. અચાનક એક દિવસે દુર્ગાદેવી બોલી ઉઠી "વહુ તું એક છોકરાની મા થઇ તો પણ તારી બાલીશતા નથી છોડતી? વસ્ત્રો રંગવામાં પૈસા ખરચાય છે, દીકરી, તેમને એકવાર પહેરી પાણીમાં બોળી દેવાં યુક્ત નથી."

પુર્વે જ્યારે ઉમા નવી સાડી ફાડી નાંખતી ત્યારે દુર્ગાદેવી કેવલ તે વાતને હસી નાંખતી હતી, હસીને કેવલ મીઠી મીઠી પ્રેમની ગાળો દેતી હતી. જો કોઇ વાર ઉમા કાચનો પ્યાલો ભાંગી નાંખતી તો દુર્ગાદેવી રખેને તેના ટુકડા ઉમાના પગમાં વાગશે એવા ડરથી કલાકોના કલાકો સુધી કાચના ટુકડા વીણતી બેસતી. જો ઉમા પત્થર હાથમાં લેતી તો દુર્ગાદેવી દોડીને તે તેના હાથમાંથી એમ કહીને ઝુંટાવી લેતી કે "ગાંડી, હમણાં તારા પગ પર પત્થર પડતતો?" જો કોઇ વાર ઉમા પતિની સાથે પ્રણય કલહ કરી સાસુની પાસે આવી બેસતી તો દુર્ગાદેવી હસતાં હસતાં તેના ગાલમાં અંગુલિ પ્રહાર કરી તેને શીખામણ આપતી કે "જો દીકરી, હવે જો યોગેશ્વર તને ગાળ દે તો તું તેના સોનાના ચશ્માની કમાન ભાંગી નાંખજે." જે ઉમાને દુર્ગાદેવી કદી 'વહુ' કહીને પણ નહિ બોલાવતી જેને હમેશાં ગાંડી મુરખીઆદિ મીઠાં લાડભર્યાં નામોથી બોલાવતી તે ઉમાને આજે સ્નેહમયી દુર્ગાદેવીએ પ્રતિદિન ભિન્ન ભિન્ન રંગનાં વસ્ત્રો પહેરી તરત

તેમને પાણીમાં બોળી નાંખવા માટે તિરસ્કારપુર્ણ વચનોથી ઠપકો આપ્યો! દુર્ગાદેવીના લાડ પ્રેમમાં બસ આટલુંજ પરિવર્તન થયું.

પરંતુ સરલ હૃદયા ઉમા સાસુના આ વર્તનનો ભેદ સમજી શકી નહિ. દુર્ગાદેવીએ તેનો તિરસ્કાર કર્યો અને તે તેણે મૌનપુર્વક સાંભળી લીધો. પરંતુ તેણે વિચાર કર્યો કે સાસુજીની વાત યુક્તજ છે, હું એક છોકરાની માતા છું. એટલા માટે મારી આ અમીરી યથાવત નથી. આવો નકામો ખરચ મને શોભાકારક નથી.

વિનોદિની આ પ્રકારે નકામા ખર્ચને રોકી રહી છે. અનેક ખર્ચને તેણે કાપી નાંખ્યા પરંતુ યોગેશ્વરની આવશ્યકતાઓમાં લેશ પણ ઘટાડો કર્યો નહિ. યોગેશ્વર તથા ઉમાથી ગુપ્ત રીતે તે નવદુર્ગાદેવીની સેવાસુશ્રુષા કરી રહી છે. તેથી તે હાલમાં વૃદ્ધાની આંખની પુતલી બની રહી છે. તોપણ વિનોદિનીને ગર્વ નથી, તે ચંચલતા તથા સજીવતાની સુંદર પ્રતિમા બની છે. દુર્ગાદેવી એ પ્રતિમાની આશ્રિત છે.

# પ્રકરણ ૭ મું.

## નાનો બાબુ.

નાના બાબુની વય આ સમયે પાંચ વર્ષની છે. તે ધોતી પહેરે છે, અંગરખી પહેરે છે, જોડા પહેરેછે. નાનો બાબુ હવે ઘણો વખત દાદીની પાસેજ રહેછે અને વિનોદિનીની પાસે બેસીને વાર્તાઓ સાંભળે છે. તેનાં મસ્તી તોફાન અદ્યાપિ અસહ્ય છે, પરંતુ દાદી તેને માનપુર્વક સહન કરી લે છે; માસી પણ તેને સહન કરી લે છે. વિનોદિની બાળકનો ઉપદ્રવ સહન કરે છે એટલુંજ નહિ, પરંતુ તેને શાંત કરવાને માટે અનેક કલાચાતુર્યનો પણ પ્રયોગ કરે છે. બાળક વિનોદિની પાસે તાડપત્રની ચીપનો પીપો બનાવરાવે છે, ખજુરપત્રનું ઝાંઝર બનાવરાવે છે અને કાગળની હોડી, વહાણ, ટોપી, ખડીઓ, આદિ રમકડાં બનાવવાના ઓર્ડરો પણ આપે છે. તે જ્યાંસુધી વિનોદિનીની પાસે રહેછે ત્યાંસુધી સ્થિર અને શાંત રહેછે; પરંતુ દાદીની પાસે આવતાંજ તોફાન કરવા મંડી જાય છે; તે માની આગળ પણ અનેક પ્રકારના ઉપદ્રવો કર્યા કરે છે, એટલા માટે દાદી અને મા ઉભય બાબુને વિનોદિનીની પાસે રહેલો જોઇને પ્રસન્ન થાય છે.

એક દીવસ મધ્યાન્હ પશ્ચાત્ બાબુ. વિનોદિનીના ખોળામાં બેસીને વાંકો વળી રહ્યો હતો અને કોણ જાણે શું શું કરી રહ્યો હતો. એવામાં તે એકાએક બોલી ઉઠયો "વિનુ માસી, તું બાપાજીની સાથે વાતચીત કેમ કરતી નથી? બાપાજી કહેતાં હતા કે તું મુગી છે."

વિનો૦—"ભાઇ, હું તો મુગી નથી, પરંતુ તારા બાપાજ બ્હેરા છે."

બાળક—" બાપાજી મારી વાત સાંભળે છે, માની વાત સાંભળે છે, તો પછી તારીજ વાત સાંભળતા કેમ નથી?"

વિનો૦—"તારા બાપાના કાન વાંકા છે, તેથી મારા શબ્દો તેમના કર્ણપટ પર્યંત પહોંચતા નથી. તારા બાપાના કાન જ્યારે સીધા થશે ત્યારે તેઓ મારી વાત સાંભળવા લાગશે."

બાળક—"ઠીક, માસી, તું એ તો જણાવ કે તું બાપાજીને ભોજન કેમ પિરસતી નથી?"

વિનો૦—"તારા બાપાની જાત ભાતનું ઠેકાણું નથી. તું જાણતો નથી કે તે ખ્રિસ્તી છે?"

બાળક—"હું બાપાજીને કહી દઇશ કે તમે તેમને બહેરા અને ખ્રિસ્તી કહ્યા છે અને તેમના કાન વાંકા છે એમ કહ્યું છે. પછી બાપાજી તમારી ખુબ ખબર લેશે."

વિનો૦—"તારા બાપથી હું બહુ ડરૂંછું. તેઓ વાઘ છે અને મને ખાઇ જશે. દિકરા, તું કોઇ વાત કોઇને કહેતો નહિ."

બાળકે માસીની વાતનો શો અર્થ કર્યો તે કોણ કહી શકે એમ છે? પરંતુ તે ઉઠીને ધીમે ધીમે માતાના આવાસ તરફ ગયો. ઉમા અદ્યાપિ સુતી હતી—સાડી પાથરીને તે સુખપુર્વક સુઇ રહી હતી. બાળક આવીને સુતેલી માતાની દેહપર જાણે તે ઘોડાની પીઠ હોય તેમ સ્વાર થઈ ગયો અને માતાના ચોટલાને તેણે લગામની પેઠે હાથમાં પકડયો. માતા કાંઇક જાગૃત થઇ અને તેણે બાળકને પકડી બગલમાં સુવરાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તે તોફાની છોકરો તે સમયે સુએ એવો થોડોજ હતો. ધાવવાના બ્હાનાથી તેણે માતાના સ્તનપર ધીમેથી દાંતનો દંશ કર્યો. જ્યારે માતા ખીજવાઇને ઉઠી ત્યારે તે તેના ખોળામાં બેસી ગયો. થોડીવાર પછી તે બોલ્યો "મા, તું આટલી બધી ઉંઘ કેમ લે છે? વિનુ માસી તને આ ઘરમાંથી હાંકી કાઢશે જો."

મા—"ઠીક, મને હાંકી કાઢશે તો હું મારા પિતાના ઘરમાં જઇને રહીશ. તું તારી માસીની પાસે રહેજે, સમજ પડી?"

બાળક—"અને બાપાજી કોની પાસે રહેશે?"

મા—"તેની તને શી ચિંતા પડી છે? તારી માસી કાંઇને કાંઈ બંદોબસ્ત અવશ્ય કરશે."

બાળક—"અરે માસી તો બાપાજીથી બહુ ડરે છે. કારણકે તેઓ વાઘ છે. માસીની વાત તેઓ સાંભળી શકતા નથી, કારણકે તેમના કાન વાંકા છે." તો પછી શી રીતે બંદોબસ્ત થશે, મા?"

મા—"બીજું શું થશે? વાંકા કાન સીધા થશે, ટુંકા કાન લાંબા થશે. વાઘ શૃંખલામાં બદ્ધ રહેશે. તને આટલી બધી વાતો કોણે શીખવી, બેટા?"

બાળક—"વિનુ માસીએ શીખવી, મા. મને ડર લાગે છે, હું બાપાજી કને જઇશ."

તે પુનઃ બોલ્યો "હું બાપાજીની પાસે જઇશ." ધીમે ધીમે તેનો સ્વર મોટો થવા લાગ્યો. મંદ ભ્રમર-ગુંજનરવમાંથી કેકારવમાં પરીણત થઇ તે દાદીના કર્ણ પર્યંત પહોંચ્યો બાળકના રોદનનો સ્પષ્ટ ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો અને તે તત્કાલ પોતાની કોટડીની બહાર નીકળી. તેને લાગ્યું કે છોકરાને ઉમાએ માર્યો છે. આથી તે ઉમાને ગાળ દેતી અને તેના પિતૃપક્ષની સાતસેં પેઢીઓ ઉથલાવતી બાળકની પાસે આવી. તેણે પરમ પ્રેમથી બાળકને પોતાની ગોદમાં લીધો અને તેના મુખને ચુંબનોથી ભરી નાંખ્યું. તોપણ બાબુ રોતો બંધ ન પડયો અને એજ આગ્રહ લઇ બેઠો કે "હું બાપાજીની પાસે જઇશ." તેનો પિતા યોગેશ્વર આ સમયે કચેરીમાં સરકારી કામકાજમાં રોકાયલો હતો. દુર્ગાદેવીએ તે વાતની બિલકુલ પરવા

નહિ કરતાં તેરત ગાડી મંગાવી નોકરની સાથે બાળકને કચેરીમાં મોકલી આપવાનો પ્રબંધ કર્યો.

બાળકે હવે અશ્રુ લુછી નાંખ્યાં અને તે તત્કાળ સ્મિત કરતો કરતો વિનુ માસીની પાસે ગયો. ત્યાં કપડાં પહેરી જતી વખતે બોલ્યો "માસી, હું બાપાજીની પાસે જાઉં છું; તેમના કાન વાંકા છે કે નહિ તે હું જોઇશ. વળી તેમનું મુખ વાઘના જેવું છે કે નહિ તેની પણ તપાસ કરીશ. અને જો તમારી વાત અસત્ય જણાશે તો તમને ખુબ મારીશ."

વિનોદિની—"કચેરીમાં જતાંજ તારા બાપના કાન લાંબા થઇ જાય છે, તેથી તે ત્યાં વાઘનું ચામડું ઓઢીને બેસી રહે છે."

બાળક આનો કાંઇપણ અર્થ સમજ્યો નહિ. તે ચુપચુપ મંદ સ્મિત કરતો કરતો ત્યાંથી ચાલ્યો ગયો.

હવે વિનોદિની કાંઇક હસી. વિનોદિની બાળક શિવાય કોઇ અન્યની સાથે આટલી વાતચીત-આ પ્રકારની વાતચીત કરતી નહોતી. યોગેશ્વરના સંબંધમાં આટલો હાસ્યવિનોદ પણ તે અન્ય કોઇની આગળ કરતી નહોતી બાળકજ તેનો સલાહકાર છે, બાળકજ તેનો આવી આવી વાતો સાંભળનારો સાથી છે, તેથી તે તેની પાસેથી ઘણી વાતો શીખ્યો હતો.

બાળકને કચેરીમાં મોકલી દુર્ગાદેવી ધ્યાનપૂર્વક દુર્ગાનો જય કરવા લાગી. પરંતુ ઉમા જમણા ઢીંચણ પર જમણો હાથ રાખી, ડાબા હાથથી જમણો હાથ પકડી ગહન ચિંતામાં નિમગ્ન થઇ બેસી રહી.

આ વખતે વિનોદિની રસોડામાં ગઈ.

## પ્રકરણ ૮ મું.

### યોગેશ્વર બાબુ.

કેટલાક સમય પશ્ચાત્ યોગેશ્વર બાબુ કચેરીથી ઘેર આવ્યા; બાળક તેમના ખોળામાં બેઠો છે, તેમના કોટનું બટન ખુલી ગયું છે, ખેસનો છેડો જમીન પર્યંત લટકી રહ્યો છે, જમણા હાથની તર્જની અને મધ્યમા એ બે આંગળીઓપર શાહીના કાળા ડાઘ લાગ્યા છે, પાઘડી બાળકના મસ્તકપર શોભી રહી છે, અને બાળક પિતાની દાઢી ઉપર હાથ ફેરવી રહ્યો છે. આવી સ્થિતિમાં પિતાપુત્ર આંગણામાં આવીને ઉપસ્થિત થયા.

યોગેશ્વરે થોડી વિશ્રાંતિ લઇ માની સમીપ બેસી થોડું જલપાન કર્યું ત્યાર પછી તેણે પોતાના દીવાનખાનામાં જઇ અપૂર્વ દ્રશ્ય જોયું. ઉમા વ્યગ્ર દશામાં બેઠી છે, તેના કેશ વિખરાઇ ગયા છે, સાડી મસ્તક પરથી સરી પડી છે, મુખ ચિંતાતુર છે, બાળકને

કચેરોમાં મોકલતી વખત તેની જે દશા હતી તે હમણાં પણ છે. યોગેશ્વરે તેની આ દશા જોઈ મંદ સ્મિત કર્યું અને એક પાનનું બીડું તેના કપોલપર ફેંકી તેને ચોંકાવી દીધી. હવે ઉમાનું ધ્યાન તુટયું, તેણે શીઘ્ર મસ્તકપર સાડી લઇ લીધી અને કાંઇક લજ્જીત થઇ યથાવત બેઠી. યોગેશ્વર બોલ્યો "શું થયું છે? આજે શું હુઝુરે સમાધી ચઢાવી છે?"

ઉમાએ મસ્તકપરની સાડી કપોલ તરફ જરા અધીક ખેંચી અને કહ્યું "હા, કાંઇક કાંઇક સમાધિ ચઢાવ-વાની ચેષ્ટા થઈ રહી હતી, પરંતુ દાનવોના ઉપદ્રવથી તેમાં વ્યત્યય થયો."

ઉમા હવે વિશેષ ઘુંઘટ તાણી સ્વામીની પાસે જઇ બેસી ગઈ અને અનિમિષ નેત્રે તેના મુખ તરફ જોઈ બોલી "જુઓ, આ હાસ્યવિનોદની વાત નથી. હું ધારતી હતી કે વિનોદિની જીજી રસિકતાથી સંપુર્ણતઃ અપરીચિત છે. તે હાસ્યવિનોદ વા મશ્કરીઠઠ્ઠા કરી જાણતી નથી. પિતાજી એને પત્થરની પુતળી કહીને બોલાવતા, હું પણ એને પત્થરની પુતળીજ માનતી હતી; પરંતુ હું હવે જોઉં છું કે મારી જીજી નરી પત્થરની પુતળી નથી, પણ તે હાસ્યવિનોદ પણ કરી શકે છે અને તાનાટોણા પણ મારી શકે છે. હવે એનું પરિણામ શું આવશે તે પરમાત્માજ જાણે !"

યોગે૦—"એનું પરિણામ બીજું શું આવશે ? તારૂં નાવ ડુબી જશે. ભલા, મુળ વાત પણ કાંઈ કહેશો કે પરિણામનીજ તપાસમાં સમય વ્યતીત કરશો ?"

ઉમા—"છોકરો વિનોદિની જીજીની પાસે રહી ઘણી વાતો શીખ્યો છે. એણે જીજીને પુછ્યું 'માસી, બાપાજીની તરફ શા માટે જોતી નથી ? તેમની નિકટ શા માટે જતી નથી ? અને તેમને ભોજન કેમ પિરસતી નથી ? રસિલી માસીએ એનો પરમ રસિક પ્રત્યુત્તર આપ્યો. આથીજ તોફાન કરીને બાબુ કચેરીમાં આવ્યો હતો."

યોગે૦—"તેમાં તમારૂં શું બગડયું ? તમારો ગુલામ તો સદા તમારી પાસે છે. તમે એવી વ્યર્થ વાતોપર ધ્યાન શામાટે આપો છો ? શું મનમાં દ્વેષ પેદા થયો છે ?"

ઉમા—"દ્વેષ શામાટે ઉત્પન્ન થાય ? હા, જીજીને માટે અલબત્ત ચિંતા કરી રહી છું. તે બીલકુલ કોરી યુવતી છે, તમે પુરૂષ છો; ભલા, તમારા મસ્તિષ્કમાં આ વાત શી રીતે ઉતરી શકે ?"

યોગે૦—"આ વાત હું બીલકુલ સમજી નહી શકું! બીચારા પુરૂષો આવી વાતો એકદમ સમજતા નથી ! હા, હુઝુરની સમજમાં જે આવ્યું છે તે હું સારી રીતે સમજું છું. તારા સ્વામીની પાસે ડહાપણનો ભંડાર મોટો હોવાથી રંગીલીઓનો ભાવ એકદમ ગગડી જશે."

ઉમા—"જેઓ ગુલામી કરે છે તેઓ ગાળગલોચને બહુ પસંદ કરે છે. નિત્ય નવી નવી ગાળો સાંભળવાની તેમને ઇચ્છા રહે છે. વળી ગુલામો ઘણા દિવસ પર્યંત એક સ્વામિની સેવા કરવાનું પસંદ કરતા નથી–પસંદ કરે તો પણ સેવા કરી શકતા નથી. તેમને નવો સ્વામિ મળતાં તેઓ જુના સ્વામિનો અવશ્ય અનાદર કરે છે. વિનોદિની જીજી ગાળગલોચ બકી જાણે છે, ઠઠ્ઠા મશ્કરી પણ સારી રીતે કરી જાણે છે. મને હમણાં ચિંતા તેને માટે છે. યદિ તે સંયમ નહિ કરી શકશે અને લોભ, મોહમાં સપડાશે તો તેની પાયમાલી છે."

યોગે —"એ વાતનો વિચાર પૂર્વેજ કરવો હતો."

ઉમા—"જે ભાગ્યમાં લખ્યું હશે તે થશે. જુઓ, હું સ્ત્રી જાતી છું, તમારી પત્ની છું, હું તમને પણ સારી રીતે ઓળખુ છું. તેમજ સ્ત્રીઓની પ્રકૃતિથી પણ સારી રીતે પરીચિત છું. વિનોદિની જીજી તમારી આગળથી જતી કેમ નથી, તે તમારી સાથે વાતચીત કેમ કરતા નથી, તે ગુપ્ત રીતે તમારી સેવા કેમ કરે છે તે હું સારી રીતે જાણું છું. આ સર્વ કાર્યોથી તે તમારી દ્રષ્ટિમાં પોતાનું મુલ્ય વધારે છેઃ તમારી કુતુહલ વૃત્તિને ઉત્તેજીત કરેછે. વિનોદિની જીજી પોતાના ફુટેલા ભાગ્યનો અધિક નાશ કરશે. સાસુજીના લાડ પ્રેમને લીધે હું અદ્યાપિ બાલ્યાવસ્થાનો વેષ ભજવુંછું, તથાપિ હું હવે યુવતી છું, એક છોકરાની મા છું અને એક

પ્રકારે ગૃહની સ્વામિની પણ બની ચુકી છું. હું આ સર્વ ચતુરાઇઓ સારી રીતે સમજુ છું."

યોગે૦—"તમારે આટલો બધો ભય રાખવાનું કાંઇપણ પ્રયોજન નથી."

ઉમા—"તમે મારા દેવતા છો. જેમાં તમારી સંતુષ્ટી છે, જેમાં તમારી તૃપ્તિ છે તેથી હું પણ સંતુષ્ટ છું. તમારા સુખથી હું સુખી અને તમારા દુઃખથી હું દુઃખી થઇશ. પરંતુ મને વિનોદિની જીજીની પણ ચિંતા છે અને મારા સુખી સંસારની પણ ચિંતા છે. વિનોદિની જીજીનો પગ ઉંચોનીચો પડવાથી તે બીલકુલ પતીત થઇ જશે. અને મારો નીર્મળ સંસાર કલંકિત થવાથી મારા સ્વામિ અને પુત્રનું અમંગલ થશે."

જ્યાંસુધી ઉમા આ શબ્દો બોલી રહી ત્યાંસુધી યોગેશ્વર આંખો ફાડી તેના મુખ તરફ જોતો રહ્યો તેણે તેનો કાંઇપણ પ્રત્યુત્તર આપ્યો નહિ. તે એક શબ્દ પણ બોલ્યો નહિ.

ઉમા દિવાનખાનાની બહાર ચાલી ગઇ. યોગેશ્વર હુક્કાની નળી મોંમાં રાખી મૌનપૂર્વક બેસી રહ્યો.



## પ્રકરણ ૯ મું.

—:o:—

### ઉભય ભગિનીઓ.

"ઉમિયા, શું તું બિલકુલ ગાંડી બની ગઇ છે? હું તારી વડી બ્હેન છું, વિધવા છું, મને એવી વાતો કહેવી યુક્ત નથી.' એમ કહી વિનોદિનીએ ઉમાના ગાલમાં અંગુલિપ્રહાર કર્યો.

ઉમા—"ખરેખર, જીજી, હું ગાંડી થઇ ગઈ છું: પરંતુ તું તેમની સાથે વાતચીત કરજે, તેમની આગળથી આવજા કરજે, હું હવે તેમને ભોજન પિરસીશ નહિ."

વિનો૦—"મને તેમની આગળથી આવતાં જતાં બહુ શરમ લાગે છે, ડર પણ લાગે છે."

ઉમા—"શરમ કેવી બ્હેન? તેમનાથી ડરવાનું પ્રયોજન શું? બનેવીની સાથે વાતચીત કરવામાં પણ લજ્જા? જીજી, હું હવે જાણી ગઇ કે મારૂં ભાગ્ય ફુટી ગયું છે.'"

વિનો૦—"દુર જા, તુંજ એ સર્વ કાર્યો કર; મારાથી એ કાંઇ થવાનું નથી. બનેવી છે તેથી શું થયું? ગમે તેવા પણ તે પુરૂષ છે અને હું છું બાલવિધવા. પુરૂષોને શું તું ઓળખતી નથી? હું તેમની સમક્ષ કદિ પણ જઇશ નહિ."

ઉમા—"તું મરણ પામે તેજ સારૂં છે. સાળી થઇને બનેવીની સાથે વાતચીત ન કરે એ કાંઇ સારૂં કહેવાય? મનમાં જ્યાંસુધી કાંઇ પાપ નહિ હોય ત્યાં સુધી કોઇની સાથે વાતચીત કરવામાં અથવા તેની સમક્ષ જવામાં ભયની પ્રતીતિ થતી નથી. જીજી, જો આપણા મનમાં ખરાબ વાસના ન હોય તો આપણને લજ્જા ન લાગે. મારી આગળ અસત્ય બોલીશ નહિ. હું જોકે વયમાં નાની છું તો પણ બહુ સમજું છું."

વિનોદિની—"ગમે તે કહે, પરંતુ મારાથી આ કાર્ય થનાર નથી. મારે માટે આ સર્વ નવી વાતો છે. માટે મને આ ફંદમાં નહિ નાંખ."

ઉમા—"કુંવારી સાળી પોતાના બનેવી સાથે ઠઠ્ઠા મશ્કરી કેમ કરે છે?"

વિનો૦—"કુંવારી સાળીનું જીવન આશાપર છે. પરંતુ મારી સ્થિતિ ભિન્ન છે. હું મારી આ દશામાંજ સુખી છું. માટે મને એવી સામગ્રી નહિ આપો કે જેથી હું ભાવી સુખની આશા કરી શકું. મારી આજ સ્થિતિ સારી છે."

ઉમા—"આના કરતાં મોટું દુર્ભાગ્ય શું હોઇ શકે? રાજાને હાથી ઘોડા હોય છે તેથી શું અન્ય લોકો હાથી ઘોડા જોઇને રાજી થતા નથી?"

વિનો૦—"એવા આમોદપ્રમોદ બાળકો કરે છે, વૃદ્ધો કરતા નથી."

ઉમાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને તેની મોટી મોટી આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. ત્યાર પછી તે તત્ક્ષણ ત્યાંથી ચાલી ગઈ: વિનોદિનીના મુખપર મંદ હાસ્યની છંટ. ફરકી રહી.

વિનોદિનીએ ઉપહાસ કરી પોતાના મનમાં એક નિશ્ચય કર્યો. તેજ દિવસે રાત્રિના સમયે તેણે પોતે યોગેશ્વરને ભોજન પીરસ્યું. યોગેશ્વરે પણ દીપકના પ્રકાશથી વિનોદિનીના મુખનું અવલોકન કર્યું. કાંઇક મજાક કરવાના આશયથી તેણે ઉમા તરફ જોઇને કહ્યું "વાહ, આજે તો મગને પગ ઉગ્યા જણાય છે."

ઉમા–"સાપના પાંચ પગ નીકળવાથીજ મગને પગ ઉગે છે."

યોગે–"સાપનો પાંચમો પગ જોયો કોણે? તેં કે તારી બ્હેને?"

ઉમા–"બીજા ચારનો પત્તો આપશો તો પાંચમો પગ જોનારનું નામ આપીશ."

તે રાત્રે ખુબ આમોદપ્રમોદ સહિત યોગેશ્વરનું ભોજન કાર્ય સમાપ્ત થયું. કિન્તુ યોગેશ્વર વિનોદિનીના મુખનું જેમ વિશેષ અવલોકન કરતો તેમ તેને જોવાની તેની તૃષા વધતી જતી હતી. તે સુંદરીનું પરમ સૌંદર્ય તે જેમ અધિક જોતો તેમ તેને જોવાની તેની લાલસા વૃદ્ધિંગત થતી જતી હતી. આટલા દીવસ સુધી તેણે તેને જોઇ નહોતી. હમણાં પણ તે તેને તુષ્ટિપુર્વક જોઈ

શકયો નહોતો, તેથી તેને વારંવાર જોવાની તેને ઇચ્છા થઇ. આ અવલોકન કાર્ય તે ગુપ્ત રીતે અને ડરતાં ડરતાં કરતો હતો. જે વસ્તુ દુષ્પ્રાપ્ય હોય છે તેજ સુંદર હોય છે; જે વસ્તુ પોતાની હોતી નથી તે સુંદર હોય છે. યોગેશ્વરને માટે વિનોદિનીનાં દર્શન દુર્લભ થઇ પડ્યાં હતાં તેથી તે તેને પરમ સૌંદર્યવાન માનતો હતો. વિનોદિની તેની નહોતી તેથી તે તેની દ્રષ્ટિમાં મહા સ્વરૂપવાન જણાતી હતી. યોગેશ્વરની બગલમાં જે રમણી-શાિરોમણી બેસી રહેતી હતી તે સાક્ષાત દેવીમુર્તિ–સૌંદર્યની પ્રતિમા હતી. પરંતુ તે તેની પોતાની હતી, તે તેને અનાયાસ પ્રાપ્ત હતી, તેથી તે તેની દ્રષ્ટિમાં એટલી સુંદર લાગતી નહોતી. તેને સુંદરતાનો આદર્શ કેવલ વિનોદિનીજ લાગે છે. યોગેશ્વર સાચો પ્રેમી નહોતો, તેથી તે પોતાની સુખ સામગ્રીનો આદર કરી શકતો નહોતો. ઉમાએ કદી બજારમાં ઉભી રહી પોતાની કિમ્મત કરાવી નહોતી–તે વિના મુલ્યે યોગેશ્વરના હાથમાં વેચાઇ હતી. આ કારણથી ઉમા રૂપનો ભંડાર હોવા છતાં મધ્યાન્હ કાળેજ યૌવનના ભરેલા હાટમાં તેને દુકાન બંધ કરવાની ફરજ પડી.

વળી ઉમાએ પોતાનાજ હાથથી વિનોદિનીની દુકાન ખોલી દીધી; તેણે તેને જાતે બોલાવીને ગ્રાહક મેળવી આપ્યો. ઉમા ભાગ્યદોષથી ઉલટું સમજી હતી તે જાણતી નહોતી કે વિનોદિની પોતાના રૂપની દુકાન ખોલશે. ઉમાને સ્વપ્નમાં પણ એવો વિચાર નહોતો આવ્યો કે

તેનો સ્વામિ મોહ-મદિરાનું પાન કરવાને માટે કાચનો પ્યાલો ઢુંઢી રહ્યા છે; અને હવે સુવર્ણના પ્યાલાથી અમૃત પાન કરતાં તેનાં જીવને સંતોષ થતો નથી.

કયે વખતે કયા દેવતાની કેવી પુજા કરવી અથવા કયી વસ્તુથી પુજા કરવી તે ઉમા જાણતી નહોતી.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### પ્રસુતિ-ગ્રહમાં.

ઉમાને પુનઃ પ્રસુતિ-ગૃહમાં રહેવું પડયું. મુંગેરમાં તેને એક કન્યા થઇ હતી, તે પ્રસુતિગ્રહમાંજ મરણ પામી હતી. હવે પુનઃ ઉમાને પ્રસવવેદના ઉત્પન્ન થઇ. દુર્ગાદેવીને ઉમાની આ યંત્રણાથી ક્ષણભર પણ ઇતર કોઇ કામ કરવાનો અવકાશ મળતો નહોતો. તે એટલે સુધી કે તે હવે પોતાના પરમ પ્રિય પૌત્રને પણ ભુલી ગઇ છે. સંસારના ઇતિર કોઇપણ કામની સાથે હવે તેને સંબંધ નથી. વિનોદિનીની અપુર્વ સેવા તે વિસરી ગઇ છે, જપ-તપમાં પણ હવે તેનું મન પૂર્વવત્ નથી, તે આહાર નિદ્રાનો ત્યાગ કરી ઉમાને ખોળામાં લઇ બેઠી છે. ઇશ્વર કૃપાથી ઉમાએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. દુર્ગાદેવી ગાલ ફુલાવી હસી પડી, હસવાની સાથે તે રોઇ પણ પડી. પૂર્વે પ્રસુતિ ગ્રહમાં જે બાળકી મરી ગઇ

હતી તેનું સ્મરણ થતાં તે લગાર ગોઈ પડી. રખેને આ નવકુમારની પણ પાછળથી આવી દશા ન થાય એવા ડરથી તેણે પરમાત્માની પ્રાર્થના કરી અશ્રુપાત કર્યો અને સમસ્ત દેવદેવીઓની માનતા લીધી. તેણે ઉમાની હડપચી પકડી તેને ચુંબન કરી સારી શય્યાપર સુવાડી. બહારથી જ્યેષ્ઠ કુમારે શંખ વગાડ્યો; સર્વ આડોશી પાડોશીઓ આવી નવીન બાળકને જોઇ ગયાં

નવદુર્ગા આ સમયે ઉમાના સર્વ દોષો ભુલી ગઈ; તે રાત્રિ દિવસ પ્રસૂતિ ગૃહમાં રહી ઉમાની સેવા કરવા લાગી–નવપ્રસુતાની સાથે તે પણ યાતના ભોગવવા લાગી. તેના યોગેશ્વરની પત્નીને પુત્ર થયો હોય તે સમયે તેને ઇતર કોઇ વાતનો વિચાર કરવાને અવકાશ મળે ? હા, કોઇકોઇવાર તે પોતાના સ્વામિનો વિચાર કરી મનમાંજ બોલી ઉઠે છે "સંન્યાસી થયા છે ! ગૃહસ્થ થઈ પૌત્રનું મુખ ન જોયું. આવી સોનાની પુતળી જેવી પુત્રવધુ ન જોઈ, આવા સપુતની કમાઇ ન ભોગવી, તેમનું જીવન તો વ્યર્થજ ગયું છે. શું સંન્યાસી થવાથીજ જીવન સાર્થક થાય છે ? હાયરે અભાગ્ય ?"

પુત્રવતી થવાથી ઉમાના હૃદયમાં કાંઇક વિશેષ હીંમત આવી. તેના બે પુત્રો છે, માટે હવે સ્વામિ ઉપર તેનો પ્રબલ અધીકાર થવાનો સંભવ છે. આર્યકુલ લલનાઓ આશાથી જીવન વ્યતીત કરે છે. તેઓ આશાપથ તરફ અનિમિષ નેત્રે જોઇ પોતાના સર્વ દિવસો વ્યતીત કરે છે. ઉમાના ખોળામાં તો બે પુત્રો છે, તો પછી તે

સુખપુર્વક શામાટે ન રહી શકે? અવસ્ય રહી શકે હવે શેષ રહ્યું સ્વામિ સુખ; તે તો બે દીવસનો વિલાસ માત્ર છે. તે સુખ ઉમાં ખુબ ભોગવી ચુકી છે. હવે સ્વામિની જે ઇચ્છા હોય તે તે કરે; જેવી રીતે સુખી રહી શકે તેવી રીતે રહે. ઉમાને તેથીજ સુખ થશે. ઉમાના આજે બે પુત્રો છે. તે સોનાની શૃંખલા છે. તે દ્વારા તે સ્વામિને બદ્ધ કરી રાખશે, અને તેની ઉપર પોતાનો પ્રબલ અધીકાર સ્થાપિત કરશે. આ પુત્રોજ ઉમાની આશા અને આધારસ્તંભ છે. કોઇ યોગેશ્વર ઉપર ગમે તેટલી જાળ ફેલાવે તો પણ તે સદાને માટે ઉમાનો થઇને રહેશે. પાછળથી ઉભય પુત્રો તરૂણ થતાં તે સ્વામિને મનમાન્યા અધીકારમાં રાખશે.

ઉમાએ પ્રસુતિગૃહમાં બેસી આ સર્વ વિચારો કરી પોતાના મનને શાંત કર્યું અને નવીન બાળકને ખોળામાં લઇ ગણેશજનનીની પેઠે અભિમાન પુર્વક બેસી રહી. એટલામાં તેનો સ્વામિ યોગેશ્વર પ્રસુતિગ્રહના દ્વારપર આવી ઉભો રહ્યો જયેષ્ઠ પુત્ર પિતાનો હસ્ત પકડી નાચતો નાચતો નવીન બંધુને ભાળી ભાળીને જોવા લાગ્યો. પરંતુ આ સમયે તેના પિતાએ નવકુમારને એક સુવર્ણનો અલંકાર આપ્યો. આથી જયેષ્ઠ પુત્ર મનમાં અત્યંત દુઃખિત થઈ કહેવા લાગ્યો "એ તો બોલી પણ શકતો નથી, તો પછી એને ઘરેણું શા માટે આપ્યું?" એટલામાં યોગેશ્વરને પોતાની પત્નીનું પીળું પડી ગયેલું મુખ જોઇ પ્રેમનો ઉમળકો આવ્યો. તેનાથી રહી શકાયું

નહિ, અને તેણે પ્રેમાતિશયથી અન્યોની દ્રષ્ટિ બચાવી ઉમાની સાથે આંખ મેળવી.

ઉમાને, પુર્વનાં આદરસત્કાર માન અભિમાન, ઝઘડા-તકરાર એ સૌ એક પછી એક યાદ આવ્યાં અને પતિપ્રેમ તથા પતિભક્તિએ તેના હૃદયને પરિપુર્ણ કરી નાંખ્યું. ઉમાની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં અને તેની અધીકાર પિપ્રાસા સમુલ નષ્ટ થઈ ગઇ; તો પણ વિનોદિનીનું સ્મરણ થતાં વિદ્રેષ રૂપી સર્પે આવીને તેને ઘેરી લીધી. તે થોડા સમય પર્યંત વિદ્રેષ સર્પના વિષથી બળતી રહી. તેને દશે દીશાઓ અધકારમય જણાઇ અને તે ભયથી કંપવા લાગી.

પરંતુ નવદુર્ગાદેવી કાંઇ બીજુંજ સમજી. તેને લાગ્યું કે ઉમા ઘણીવારથી બેસી રહી છે, તેથી તેને શ્રમ પહોંચ્યો છે. તેથી તે મીઠી ગાળ દેતી બોલી "અભાગિની, સુઇ કેમ જતી નથી? આટલી બધીવાર બેસી રહેવાથી શ્રમ થાયજ. ચલ, ઉઠ, શય્યામાં સુઇ જા."

ઉમા વિષાદનું હાસ્ય હસી શય્યામાં સુઇ ગઇ અને પોતાનાં અશ્રુ લુછી બાળકને દુગ્ધપાન કરાવવા લાગી.

ઉમા, તને કોનો ડર અને શી વાતની ચિંતા છે? સર્વ તારૂંજ છે.



# પ્રકરણ ૧૧ મું.

## સુચના.

હાલમાં યોગેશ્વરના ગ્રહમાં વિનોદિનીજ સર્વાધિકારિણી છે. વિનોદિની જ્યેષ્ઠ બાળકની સેવા કરેછે. સવાર સાંજ રસોઈ બનાવે છે, દુર્ગાદેવીના ભોજનનો પ્રબન્ધ કરેછે અને ગુપ્ત રીતે યોગેશ્વરની સાથે દઠ્ઠામશ્કરી કરવાની ચેષ્ટા પણ કરેછે. યોગેશ્વરને તેજ ભોજન પીરસીને જમાડેછે અને તેને પાનનાં સુંદર બીડાં બનાવીને પણ પરમ પ્રેમથી આપે છે. વિનોદિનીજ યોગેશ્વરનો કચેરીનો પોશાક ત્યાં જવાના સમયે ઠીક કરી રાખેછે અને યોગેશ્વરને જણાવીને અથવા તેનાથી ગુપ્ત રીતે દીર્ઘ નિઃશ્વાસ નાંખે છે. યોગેશ્વર તે દીર્ઘ નિઃશ્વાસનો અર્થ સમજ્યા છતાં તે પ્રત્યે લક્ષ્ય આપતા નથી; તેઓ કેવળ વિનોદિનીનું સૌદામિની સદૃશ રૂપ જોઇને અવાક્ બની જાયછે.

એક દિવસ સંધ્યા સમયે યોગેશ્વર પોતાના દીવાનખાનામાં વાજી કરી રહ્યા હતા; સામે વિનોદિની પણ ઉભી હતી; તે સમયે દીવાનખાનામાં અન્ય કોઇ નહોતું. વિનોદિની નિર્વાત નિષ્કમ્પ દીપકશીખાની પેઠે પોતાના પુર્ણ યૌવનની રૂપશીખા ઉભી ઉભી ફેલાવી રહી હતી.

નિકટના દીપકની જ્યોતિ તેના ડાબા ગાલ પર પડી રહી હતી અને તેનું અદભુત સૌંદર્ય જોઈ યોગેશ્વર મુગ્ધ બની રહ્યા હતા. યોગેશ્વર અનિમેષ નેત્રે તેનેજ જોઇ રહ્યા હતા: થોડીવાર પછી કોણ જાણે શા કારણથી તેમણે સહસા પોતાની આંખો અન્ય દિશામાં ફેરવી દીધી. વિનોદિનીએ તત્કાળ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

આ દીર્ઘ નિઃશ્વાસ યોગેશ્વરના મર્મ પર્યંત પહોંચી ગયો. ત્યાર પછી પુનઃ તેમની લાલચુ આંખો વિનોદિની તરફ ફરી. તેઓ ઘણીવાર સુધી આતુર નયનોથી વિનોદિનીના રૂપહળાહળનું પાન કરી બોલી ઉઠ્યા "વિનોદિની, તમે તો પરમ સુંદરી છો."

વિનો૦—"છટ, એવું ન બોલો."

યોગે૦—"કિન્તુ તમારૂ સૌંદર્ય જોઇ પુરૂષ પાગલ બની જાય છે. વિનોદિની, તમે પરમ રૂપવતી છો."

વિનો૦—"મેં કદિ દર્પણમાં મુખ જોયું નથી. મને કદિ કોઇ સુંદર પુરૂષે પ્રિય વચનોથી સંતુષ્ટ પણ કરી નથી. તમે બનેવી થઇને ખુશામત કેમ કરોછો?"

યોગે૦-"વિનોદિની, આ હું ખુશામત કરતો નથી; પરંતુ અક્ષરશઃ સત્ય વાત કહું છું. તમો વાસ્તવમાં સુંદરી છો. સુંદરીજ નહિ, પરંતુ મહાસુંદરી છો."

વિનો૦—"છટ, એમ ના બોલો."

યદ્યપિ વિનોદિનીએ આમ કહીને યોગેશ્વરનો તિરસ્કાર કર્યો તથાપિ તેનું હિમસદૃશ શ્વેત મુખમંડળ

પ્રાતઃકાળના સુર્યના રંગથી રંગાયેલા કાંચનગંગાના શિખરની પેઠે આરક્ત બની ગયું. યોગેશ્વરે તે રૂપ પણ જોયું. આવું રૂપ જોવાનું સૌભાગ્ય તેને અત્યાર સુધી કદિ પ્રાપ્ત થયું નહોતું. તે ભોજનનો ત્યાગ કરી ઉઠયો અને વિનોદિનીની પાસે જઇને ઉભો રહ્યો. વિનોદિની તત્કાળ શીઘ્રતાથી પોતાના ઓરડામાં ચાલી ગઈ. યોગેશ્વર અલ્પકાળ પર્યંત હતબુદ્ધિ બની ગુપચુપ ઉભો રહ્યો; પછી તે પોતાના આસનપર ચાલ્યો ગયો. પરંતુ યોગેશ્વર કાચો ચોર હતો. પહેલી ચોરીના ઉદ્યોગથીજ તે હિમ્મત હારી ગયો. પરતુ તેનું નાહીંમતપણું ક્ષણિક હતું. કારણ કે યોગેશ્વર શિક્ષિત મનુષ્ય હતો; ધર્મભાવના તો ઘણે અંશે તેના હૃદયમાંથી પલાયન કરી ગઇ હતી. માટે તે ઉચ્ચ સ્વરે તેનો તિરસ્કાર કરી શકી નહિ હા, પણ યોગેશ્વર હીંદુ હતો. અભાગી હીંદુ જાતીનો દીર્ઘકાળ-રક્ષિત ધર્મવિશ્વાસ કોઈ અર્ધ જલિત સ્મશાન કાષ્ટની પેઠે તેના હૃદયમાં અદ્યાપિ પ્રજળી રહ્યો હતો. યોગેશ્વર ચિંતાથી મુક્ત નહી શકયો નહિ.

યોગેશ્વર બહાર બેસી હુકો પીતાં પીતાં વિચાર કરવા લાગ્યો. ઉમાને હું ચાહતો નથી, અને ઉમા પણ મને ચાહતી નથી. અમારૂં લગ્ન કેવળ બાળક્રીડા છે. ઉમા રસિકતા જાણતી નથી, પ્રેમ જાણતી નથી, વિરહ જાણતી નથી; તે માત્ર એક સુંદર રમકડું છે. તે કેવળ મારી સાથે ઝઘડો કરી જાણે છે, મુખ ચઢાવી જાણે છે, અનેક પ્રકારના ખેલ કરી જાણેછે. તેણે કદિ રસિકતાની વાત કરી નથી

તમ પ્રેમાલાપ પણ કર્યો નથી. તે ઉચ્ચ સ્વરે ઝઘડો કરે છે અને હારી જાયછે તો માતાને પંચ બનાવેછે. ઉમા ભલા પ્રેમની વાત શું જાણે ? મારા મનની કોઇ પણ ઉર્મિ ઉમાએ પુર્ણ કરી નથી, ઉમા "સુર્યમુખી ફુલ" છે. તે કેવળ સ્વામિના મુખ તરફ જુએ છે અને પ્રાણ મન તથા હૃદય ખોલી "હા હા હી હી" કર્યા કરે છે. ઉમાના હૃદયમાં પ્રેમ તો લેશ નથી, તેમ તે પ્રેમ ઇચ્છતી પણ નથી. અને વિનોદિની? તે કેવી છે તે જાણવાનો કાંઈ ઉપાય નથી. તેનું રૂપ જોવાથી મન સંતુષ્ટ થતું નથી. તે બાળવિધવા છે તેમાં તે બિચારીનો તો કાંઇ અપરાધ નથી. જે દૈવ વિનોદિનીનું અપુર્વ સૌંદર્ય યોગેશ્વરને દર્શાવ્યું તે નિષ્ઠુર દૈવે તેને વિધવા શા માટે બનાવી ? હવે જ્યારે યોગેશ્વર તેને જોઇ ચુકયો અને તેને મનથી પોતાની જાત સમર્પણ પણ કરી ચુકયો ત્યારે તે તેને છોડશે કેમ ? ઉપભોગને માટેજ સૌંદર્યની સૃષ્ટિ છે. જેનું અનુપમ સૌંદર્ય જે જુએ છે તે તેનીજ ઉપભોગ્ય વસ્તુ છે. કિંતુ વિનોદિની પરસ્ત્રી છે.' યોગેશ્વરના આલ્હાદસાગરમાં પુનઃ વિષાદના તરંગો ઉઠવા લાગ્યા.

વળી તે શોચવા લાગ્યો 'ઉમા તો કદિ પણ વિનોદિની જે ભાવથી મારા તરફ જુએ છે તે ભાવથી મારા પ્રત્યે દ્રષ્ટિપાત કરતી નથી, ઉમાની દ્રષ્ટિમાં કેવળ હાસ્ય તિરસ્કાર અને વિલાસ છે. પરંતુ વિનોદિનીની દ્રષ્ટિમાં કોણ જાણે શા શા પદાર્થો ભરેલા છે. પરંતુ હું તે

દ્રષ્ટિના મંદતાપથી તૃષાનળની જ્વાળા સહન કરી રહ્યો છું.' યોગેશ્વરના મનમાં આવા અનેક વિચારો આવ્યા અને તેથી તેનું મન અનેક પ્રકારની ભ્રમણાઓમાં ગુંચવાઇ પડયું.

આ તરફ વિનોદિની પોતાની ઓરડીમાં જઇ ઘણીવાર સુધી ઉદાસ બની બેસી રહી. ત્યાર પછી કોણ જાણે શું વિચાર કરી તેણે દર્પણમાં પોતાનું મુખ જોયું. મુખ જોઈ તે મનમાં ને મનમાં બોલવા લાગી ' શું હું વિધવા થઇ છું તેથી મેં મારી દેહનું રક્તમાંસ વહેવરાવી દીધું છે ? આટલા દીવસો પર્યંત પત્થરની પેઠે પડી રહી, સંસાર પ્રત્યે કદી આંખ ઉઠાવીને જોયું નહિ, હૃદયમાં શતાવધિ વૃશ્ચિકોના દંશ થવા છતાં શાંત રહી; પરંતુ અદ્યાપિ મારા હૃદયની જ્વાળા શાંત થઈ નથી. વીશ વર્ષની વય થઈ તથાપિ રૂપ યૌવન સ્થિર રહ્યું. એનો નાશ નથી થતો, એ સુકાતું પણ નથી; પરંતુ ફલ્ગુ નદીના પ્રવાહની પેઠે એ આભ્યંતરિક રીતે સુધાધારા વહાવી રહ્યું છે. યદિ મને બ્રહ્મચારિણીજ રાખવી હતી તો ભગવાને મને કેવળ રેતીનો ઢગલોજ શા માટે ન બનાવી? આ વીશ વર્ષની વય પર્યંત શાંતિ અને ધૈર્ય જાળવી રહી છું. પરંતુ તેથી કાંઇ પણ ફળપ્રાપ્તિ ન થઇ. હૃદયનો ભાવપ્રવાહ શુષ્ક ન બની ગયો. હૃદય મરૂસ્થળ ન બન્યું. તો પછી હવે આ હૃદયની આગ બુઝાવાની સંભાવના કયાંથી ? યોગેશ્વર!' એટલું બોલતાં બોલતાં વિનોદિની સ્તંભિત થઇ ગઇ. તેના પ્રાણની

અંદર અત્યંત ખળભળાટ મચી ગયો. થોડા સમય પશ્ચાત્ તે પુનઃ કહેવા લાગી. 'ઉમા ઘણું સુખ ભોગવી ચુકી છે. તેને બબ્બે પુત્રો થયા છે. હાલમાં મારા સુખપંથમાં કંટક તેજ છે. અદ્યાપિ હું એક શિતળ પર્વત છું તથાપિ જ્યારે મારા હૃદયમાં રહેલા આગ્નેયગિરિનો ઉત્પાત થશે ત્યારે ઉમા સદૃશ તૃણ, પ્રભૃતિ બળીને ભસ્મીભુત થઈ જશે ,ઉમા કયા ગુણથી યોગેશ્વરને પોતાની જાળમાં ફસાવી રાખશે ? ઉમા, સાવધાન, તું મારી કનિષ્ટ ભગિની છે, એટલા માટે તને અત્યાર સુધી મેં ક્ષમા કરી છે, અને તને બચાવી છે. પરંતુ તું હવે તેમની આશાનો પરિત્યાગ કર. મારાથી હવે બુરાઇ શિવાય ભલાઈ થનાર નથી.'

ઉન્માદિની વિનોદિની આ પ્રકારે ઘણીવાર સુધી બકતી રહી. તે હસી, રોઈ અને બડબડી.

આ તરફ સુવર્ણ પ્રતિમા સદૃશ ઉમા સુતિકાગારમાં સુતી સુતી દુઃખના પુર્વાભાસથી ભીત તથા વ્યથિત થઇ તરફડતી હતી. સંદેહ તથા વિદ્વેષની પ્રથમ જ્વાળાથી થોડીવાર સુધી તે પોતાની જાતને પણ ભુલી ગઇ.

જે ગૃહમાં સુખ હતું, હાસ્ય વિનોદ હતો તે ગ્રહમાં હવે વિપદની કાળી છાયાએ આવીને તેમનો નાશ કર્યો. જે ગ્રહની સર્વ બાબતો ગુપ્તતાથી રહિત હતી તે ગ્રહમાં હવે પાપની કાળી ચાદરનો પડદો ઉપસ્થિત થયો.

---

# પ્રકરણુ ૧૨ મું.



## અધઃપતન

રાત્રિ અંધકારમય છે. આકાશ મેઘાચ્છન્ન છે. થોડી થોડીવારે વિદ્યુતનો ચમકાર થાય છે. ઝરમર ઝરમર વરસાદ પણ વરસી રહ્યો છે. પુર્વ તરફનો વાયુ વેગથી વાઈ રહ્યો છે, જેથી કાંઇક શિતળતાની પ્રતીતિ પણ થાય છે. ગ્રહનાં સમસ્ત દ્વારો અને બારીઓ બંધ કરી દેવામાં આવી છે.

યોગેશ્વરનું મકાન ત્રણ ખંડનું છે.* બાહ્ય ખંડમાં નોકરચાકર રહે છે. આંતરિક ભાગની એક ઓરડીમાં જ્યેષ્ઠ કુમાર સુતો છે. ચારપાઇની ઉપર એક દાઈ અર્ધનિદ્રિત અવસ્થામાં સુતી છે. રસોડાથી પશ્ચિમ તરફ આવેલો ઓરડો સુતિકાગાર છે. તેમાં ઉમા સુતી છે અને ધાત્રી તેને શેક કરી રહી છે. સુતિકાગારનાં બારી બારણાં બંધ છે. રસોડાનું દ્વાર પણ બંધ છે.

વિનોદિનીએ રસોડામાંનું કામકાજ સમાપ્ત કરી યોગેશ્વરના ભોજનના સમસ્ત પદાર્થો તેના શયનગૃહમાં લાવીને મુકી દીધા અને તે તેના દ્વાર આગળ સાડી બિછાવીને સુઇ ગઇ. યોગેશ્વર અદ્યાપિ ઘેર આવ્યા નથી અને તેની પ્રતિક્ષા કરતી વિનોદિની આ પ્રકારે સુતી છે. આ સમયે ઘરનાં ઇતર માણસો પોતપોતાની શય્યાપર સુખપુર્વક સુતાં છે.

રાતના પ્રાયઃ અગીઆર વાગી ચુકયા છે. હવે યોગેશ્વર ધીમે ધીમે મકાનની અંદર આવ્યો અને સીધો પોતાના દિવાનખાના તરફ ચાલ્યો ગયો. પુર્વે યોગેશ્વર જ્યારે જ્યારે ગૃહમાં આવતો ત્યારે ત્યારે તે પોતાની માતાને બોલાવતો અને તેની સાથે એકાદ બે વાત કર્યા પશ્ચાત્ પોતાના શયનગ્રહમાં જતો. પરંતુ હવે કેટલાક દીવસથી તે ગ્રહમાં આવતાં માતાને બોલાવતો નથી. તેમજ ગૃહમાં રહતાં સર્વ માણુસોને જાગ્રત કરી દેવાની તકલીફ પણુ લેતો નથી. તે છાનોમાનો ઘરમાં આવીને બેસી જાય છે. તેથી આ સમયે પણુ યોગેશ્વર પરમ સાવધાનિપુર્વક પોતાના શયનગૃહ તરફ ચાલ્યો.

ઉભો રહે, યોગેશ્વર ઉભો રહે! તે તરફ ન જા તે ઓરડા તરફ પ્રયાણુ ન કર આ જો, વિદ્યુત ચમકાર કરીને તને ઇતર માર્ગ દર્શાવી રહી છે. સાંભળ. મેઘ-ગર્જના કરી તને માતાની પાસે જવાની સુચના આપી રહ્યો છે, જઇશ નહિ, યોગેશ્વર તારા દીવાનખાનામાં કદાપિ જઇશ નહિ.

ભયંકર વિદ્યુતનો પ્રકાશ જોઇ યોગેશ્વર ચોંકી જઇ ઉભો રહ્યો. અહા, કેવો વિદ્યુત્ ચમકાર થયો! અહીંઆ જ પ્રસુતિગૃહ છે. અહીંઆં ઉમા યોગેશ્વરના ઓરસ પુત્રને ગોદમાં લઇને સુતી છે. અહીંઆં યોગેશ્વરનો જયેષ્ઠ પુત્ર સ્વપ્નમાં પિતાની સાથે કોઇ રમત રમી હાસ્ય કરી રહ્યો છે. અહીંઆં પુજા-ગૃહ છે, જેમાં

માતા નવદુર્ગા ઇષ્ટ મંત્રનો જપ કરી વારંવાર પુત્ર યોગેશ્વરનું મંગળ ઇચ્છે છે તથા ઉમાના સંસાર સુખને માટે પ્રાર્થના કરેછે, અને જે ઓરડાની પ્રાયઃ સમસ્ત બારીઓ બંધ છે, તથા ફરશપર શેતરંજી પાથરેલી છે તે યોગેશ્વરનું શયનગૃહ છે એમાં ઉમાની અનેક ક્રીડાસામગ્રી વિદ્યમાન છે. આ ઓરડાની દિવાલપર ઉમાએ શેતરંજીમાં ઉનના દોરાથી બિલાડી તથા કુતરાનાં ચિત્રો આલેખી ટાંગી રાખ્યાં છે. હમણાં તે ઓરડામાં વિનોદિની સુખનાં સ્વપ્નાં જોતી સુઇ રહી છે. યોગેશ્વરે બહાર ઉભા ઉભા સર્વ જોયું. વિદ્યુતે જાણે એક વિકટ હાસ્ય હસી તે હાસ્યના પ્રકાશથી તેને સર્વ દર્શાવી દીધું. તોપણ યોગેશ્વર શયનગૃહ તરફ ધીમે ધીમે પ્રગતિ કરતોજ ગયો.

આ સાંભળો, યોગેશ્વર, આ ઉપર અનંત આકાશમાં દેવતાની ગર્જના શ્રવણ કરો, વાયુમંડળ તથા આકાશમંડળને કંપિત કરી, પૃથ્વીને વિચલિત કરી, હમણાં જે ભયાનક ધ્વનિ થયો તેને શ્રવણ કરો! શ્રવણ કરો, યોગેશ્વર એ મહાન શબ્દને શ્રવણ કરો. એકવાર શ્રવણ કરી એની મર્મભેદિની ભાષા સમજી લો. એકવાર શ્રવણ કરી એનો ગંભીર ભાવ સમજી લો. યોગેશ્વર થોભી ગયો. ત્યાર પછી તે ડરનો માર્યો દોડીને પોતાના દીવાનખાના આગળ પહોંચી ગયો.

ત્યાં જઇને જોયું તો વિનોદિની દ્વાર આગળજ સુઇ રહી છે એમ તેને પ્રતીત થયું. તે મનમાં વિચારવા લાગ્યો કે વિનોદિનીને શી રીતે જાગ્રત કરૂં? તેનાં વસ્ત્રો ભીંજાઇ ગયાં હતાં તેથી તે ઘણીવાર સુધી તે પ્રકારે ઉભો પણ રહી શકતો નહોતો. એવામાં સહસા તેની સ્કંધપરનો ખેસ વિનોદિનીના મુખપર પડયો. વિનોદિની ગભરાઇને ઉઠી પડી અને તેણે યોગેશ્વરને માટે શયનગૃહમાં જવાનો પંથ છોડી દીધો. યાગેશ્વર ઓરડામાં જઇ વસ્ત્રો બદલી ખુરશીપર જઇ બેઠો. આજે બે દિવસથી યોગેશ્વર સિગારેટ પીતાં શીખ્યો છે; તેથી હવે હુક્કો ભરવાને માટે ખાનસમાને બોલાવવાની આવશ્યકતા પણ રહી નથી. આરામ ખુરશીપર બેસી યોગેશ્વર સિગારેટ પીવા લાગ્યો.

દરમ્યાન વિનોદિની તથા યોગેશ્વર એ બેમાંથી કોઇએ કોઇને એક શબ્દ પણ કહ્યો નહિ. વિનોદિનીએ પાનનો ડબ્બો બનેવીના હાથમાં લાવી મુકયો. આ સમયે પણ કોઇએ એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નહિ.

પરંતુ વિનોદિની હવે મૌન ધારણ કરી શકી નહિ. તે મંદ હાસ્ય કરીને બોલી "થોડું દુધ પીશો?"

યોગે૦-"કૃપા કરીને શ્રીકરે આપો તો શાને ન પીઉં? પરંતુ તમે આપો છો કયાં?"

વિનો૦-"હું આપવાને માટે ઉભી છું, લ્યો, પીઓને!"

યોગે૦–"વિનોદિની, આજે તમે આટલાં બધાં સુકાઈ ગયેલાં કેમ જણાઓ છો? શું તમે રોતાં હતાં?"

વિનો૦–"હું ભલા શા દુઃખે રોઉં? 'જેને સુખ હોય છે, તેને દુઃખ પણ પ્રાપ્ત થાય છે હું સુખ પણ જાણતી નથી અને દુઃખને પણ ઓળખતી નથી. મારી આંખોમાં શું કદિ અશ્રુ આવેછે?"

યોગે૦–"સુખ દુઃખ આપણા પોતાનાજ હાથમાં છે. સુખી બનવાની ઇચ્છા રાખવાથીજ મનુષ્ય સુખી બને છે, અને દુઃખી બનવાની ચેષ્ટા કરવાથી તે દુઃખી થાય છે. તો પછી તમે સુખી શા માટે થયાં નહિ!"

વિનો૦–"પુરૂષે જે વાત કહેવી જોઇએ તેજ વાત તમે કહી છે. યથાર્થમાં સુખદુઃખ આપણા પોતાના હાથમાં નથી. અન્યની સહાયતા ન મળે તો કોઇ સુખી પણ થઈ શકતું નથી અને દુઃખી પણ થઇ શકતું નથી. મારૂં કોઈ નહોતું અને હમણાં પણ નથી. માટે જ્યારે મારૂં કોઇ અન્ય સહાયક નથી, ત્યારે મને સુખ-દુઃખ શી રીતે થાય?"

યોગે૦–"પોતાના ગુણથી પરાયાં પણ આપણાં બને છે અને પોતાના અવગુણથી આપણાં પણ પરાયાં બની જાય છે. તારે સર્વ પરાયાં છે, તોપણ તું આત્મીય-જનોની સૃષ્ટિ શા માટે કરતી નથી?"

વિનો૦—"ભગવાન ઇચ્છા માત્રથીજ સર્જના કરી શકેછે. પરંતુ મનુષ્યને સૃષ્ટિ કરવી હોય તો તેને તે માટે સાધનો જોઇએછે,—કુલી, મજુરો જોઇએછે. મારી પાસે તો તેમાંની કોઇપણ વસ્તુ નથી."

યોગે૦—"વિનોદિની, તમારી સાથે વાદવિવાદ કરી વિજય મેળવવો માત્ર કઠિનજ નથી પરંતુ અસંભવિત છે. કિંતુ છટ, એમ દુઃખિની બની ન રહો."

વિનો૦—"વિધવાને માટે અન્ય કયી સામગ્રી સમાજના હાથમાં પ્રાપ્ત થાયછે?"

યોગે૦—"હા, અન્ય સામગ્રી મળેછે. ચાહો તો તે પ્રાપ્ત કરી શકોછો. ઠીક, તો તેને માટે હું તમને એક મનુષ્ય ખોળી આપીશ."

વિનો૦—"યદિ તે મારા મન પ્રમાણે સામગ્રી ન મેળવી આપે અને તે પાકો શૃંગારી ન હોય તો?"

યોગે૦—"ત્યારે તો તમેજ તમારી ઇચ્છા પ્રમાણે એક આદમી ઢુંડી લો."

વિનો૦—"મારૂં મન મારી પાસે નથી, તો પછી હું આ સમયે મારા મન પ્રમાણે આદમી શી રીતે ખોળી શકું?"

યોગે૦—"તો શું તમારૂં મન અન્યના હાથમાં પડી ગયું છે? ત્યારે તો તેની પ્રાપ્તિ હવે અતિ કઠિન છે. પરહસ્ત ગત ધન કદિ પણ પ્રાપ્ત થઇ શકતું નથી."

વિનો૦—"ઉપાય નથી. દૈવનો ખેલ છે."

વિનોદિનીએ આ વ્યર્થ વાતો કહેતાં કહેતાં યોગેશ્વરની તરફ ઘણી પ્રગતિ કરી હતી. તેની પીઠ પાછળ ઘાસતેલનો એક દીપક બળી રહ્યો હતો. યોગેશ્વરની સામે એક નાના ટેબલ ઉપર મીણબત્તિ પણ બળી રહી હતી. તેની પાછળ એક મોટું લેમ્પ હતું. વિનોદિનીએ સુંદર, મુલાયમ, શ્વેત સાડી પહેરી હતી. મસ્તક પરથી સાડી કાંઇક ખસી ગઈ હતી અને વક્ષસ્થળની જમણી બાજુએ વાળની કેટલીક ખુલ્લી લટો આવી પથરાઇ ગઈ હતી. મુલાયમ, સાદી સાડીમાંથી પટણાની મસુરની દાળ સદૃશ તેની દેહનો ગાઢો ગુલાબી રંગ ફુટીને બહાર નીકળ્યો હતો. તેની દેહનું સુંદર, સુડોળ ગહન શરદઋતુનાં આછાં અભ્રોથી ઢંકાયેલા ચંદ્રની પેઠે મુલાયમ સાડીની અંદર લાવણ્યપ્રભાથી ઝગમગી રહ્યું હતું.

યોગેશ્વર કાંઇ અંધ નથી. તે તે અનુપમ રૂપ જોવા લાગ્યો. સીગારેટના ધુમ્રથી દૃષ્ટિરોધ થવાનો સંભવ જાણી તેણે તેને ટેબલ પર મુકી દીધી. તે વિનોદિનીને અનિમિષ નયને જોવા લાગ્યો. તેણે ઘણીવાર સુધી તેના રૂપ-મદિરાનું પાન કર્યું.

વિનોદિની પણ યોગેશ્વરને જોઇ રહી હતી. તે તેને અનિમિષ ચક્ષુથી જોઈ રહી હતી. તેની કાચા સુવર્ણસદૃશ દેહ, તેની મદોન્મત્ત, રસીલી આંખો, તેના સુંદર અધરો, તેના

સુદૃઢ બાહુદ્વય, તેનું વિશાળ વિક્ષસ્થળ, એ સર્વને વિનોદિની પોતાના ઇહલોક તથા પરલોકના વિચારને વીસરી જઇને એકી ટસે જોઇ રહી હતી. જે સમયે યોગેશ્વર સીગારેટ પી રહ્યો હતો તે સમયના તેના લોલાયિત અધરોની શોભા તે પોતાના કર્ણપર્યંત પહોંચેલાં મૃગોપમ નયનોથી જોઇ રહી હતી. આ સમયે વિનોદિનીના હૃદયમાં લજ્જા નથી, ડર નથી, તે પોતાની જાતને ભુલી જઇને કેવળ યોગેશ્વરનેજ જોઇ રહી છે.

દીવાનખાનાની બહાર અંધકારમય રાત્રે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું છે. અભ્રોએ રજનીની આ ભયંકરતાને વિશેષ સહાય કરી છે. વચ્ચે વચ્ચે કોઇ કોઇ વાર વિદ્યુતનો ચમકાર પણ થાય છે. રાત એટલી અંધકારમય છે કે મનુષ્ય પોતાનો હાથ પણ જોઇ શકતો નથી. ક્યાંય કોઈ જીવધારીનો એક શબ્દ પણ કર્ણગોચર થતો નથી. જાણે પ્રલયકાળજ આવ્યો હોય એમ જણાય છે. માત્ર વર્ષાદનાં જે બિંદુઓ પડે છે તે દ્વારાજ પ્રકૃતિની સજીવતા કાંઇક અંશે પ્રતીત થાય છે. આ અર્ધ રાત્રિના સમયે એક ગૃહમાં આ પ્રકારે નિઃસ્પન્દ ભાવથી આવાં સૌંદર્યવાન સ્ત્રી પુરૂષ, આવાં યુવક અને યુવતી ભલા ક્યાંસુધી અનિમિષ નેત્રે એકબીજાને જોઈ શકે? યોગેશ્વર અસ્ફુટસ્વરે બોલ્યો "વિનોદ, તારામાં આટલું બધું રૂપ છે! હું નહોતો જાણતો કે તું આટલી રૂપવતી છે, આટલી લાવણ્યવતી છે."

જે પ્રકારે સંધ્યા સમયે આકાશનાં સ્વચ્છ અભ્રો અસ્તાચળમાં જતા સુર્યની પ્રભાથી આરકત બની જાય છે તે પ્રકારે ઉપરોકત શબ્દો સાંભળી વિનોદિનીના મનની લજ્જારૂપી રંગદ્વારા તેના ગાલ, કપોલ અને કર્ણ એ સર્વ આરકત બની ગયા. આકાશનાં અભ્રેનો આ પરિવર્તનશીલ. રંગ સદા સમાન રહેતો નથી. કોઇ સમયે તે લાલ બની જાય છે, કોઈ વાર તે ગુલાબી બને છે અને કોઇવાર તે શ્વેત તથા પીત થાય છે. તેજ પ્રકારે વિનોદિનીનો પરિવર્તિત રંગ ઘણીવાર સુધી એકસરખો ન રહ્યો. યોગેશ્વર કેવળ ઇંદ્રધનુષના વર્ણપરિવર્તન સદૃશ વિનોદિનીની આ વર્ણપરિવર્તન શોભાનું અવલોકન કરવા લાગ્યો. અંતે તે પોતાના મનપર અંકુશ રાખી શકયો. નહિ. તે ઉઠીને ઉભો થયો અને વિનોદિની તરફ થોડી પ્રગતિ કરી. બસ, પછી તે ત્યાંજ ઉભો રહી ગયો, તેના પગ આગળ ચાલી શકયા નહિ. તેના હૃદયમાં ધડધડ એવો એક અશ્રુત અવ્યકત શબ્દ થવા લાગ્યો. અમે તેને કેવળ શબ્દજ કહી શકતા નથી, તેને એક પ્રકારનો અનિર્વચનીય મંત્ર પણ કહી શકાય. આ તરફ વિનોદિની પણ ઉભી ઉભી કંપી રહી હતી. આ કંપની સાથે યોગેશ્વર પોતાનાં વિશાળ નયનોથી આ વર્ણ પરિવર્તન પણ જોવા લાગ્યો, તેનું હૃદય પણ કંપાયમાન થતું હતું. તેના હૃદયમાં જે યંત્રણા હતી તે અલ્પ સમય પશ્ચાત્ નિવૃત્ત થઇ. યોગેશ્વર કર્તવ્યાકર્તવ્યના વિચારથી

રહિત થઇ સદાને માટે પાપસમુદ્રમાં કુદી પડયો. હાય, સર્વનાશ !

દોડો, ઉમા ! દોડો, તમારૂં નાવ ડુબી ગયું તેનો ઉદ્ધાર કરો.

---

## પ્રકરણ ૧૩ મું.

### દોષ કોનો ?

જે થવાનું છે તે લક્ષાવધિ યત્નોથી અટકવાનું નથી. થવાનું તે તો અવશ્ય થવાનુંજ—પછી તે સારૂં હો વા બુરૂં. પરંતુ યદિ સારૂં કામ થાય છે તો જેના ભાગ્યથી તે થાય છે તેની પ્રસંશા કરવી અને ખરાબ કામ થાય છે તો કોના દોષથી તે થયું તેની તપાસ કરવી એ મનુષ્યનો પ્રધાન ધર્મ છે. એમ કર્યા વિના મનુષ્યોને સંતોષ થતો નથી. પરીચિત આત્મીય જનોમાંથી એકાદને દોષિત ઠેરવી જ્યાં સુધી તેઓ તેની નિંદા નથી કરતા ત્યાં સુધી તેમના ઉદરમાં ઉંદરો દોડાદોડ કર્યા કરે છે. યદ્યપિ સમસ્ત ઘટનાઓ ભાગ્યદ્વારાજ બને છે તથાપિ મનુષ્યને દોષિત ઠરાવવામાં આવે છે !

વિનોદિની યોગેશ્વરના પ્રણય ફાંસામાં ફસાઇ; યોગેશ્વર વિનોદિનીની સાડીથી બંધાઇ ગયો. આથી

આથી ઉમાને ઘણા દિવસ સુધી પતિસુખથી વિમુખ રહેવું. પડયું અતએવ એ બેમાંથી એક તો અવશ્ય દોષિત હોવું જોઇએ. તેમાં દોષિત કોણ છે તેની પ્રસ્તુત પરિચ્છેદમાં આલોચના કરવામાં આવશે.

યોગેશ્વર અંગ્રેજી ભણેલો નવયુવક છે, પરંતુ તે સંયમહીન છે. તેને કદિ ધાર્મિક શિક્ષા આપવામાં આવી નથી, તેણે કદિ નિયમાનુસાર ધર્માચરણ કર્યું નથી. યદ્યપિ તે શિક્ષિત છે તથાપિ વસ્તુતઃ તેને જેવું શિક્ષણ આપવું જોઇએ તેવું શિક્ષણ આપવામાં આવ્યું નહોતું. મનુષ્યો બે પ્રકારે જ્ઞાન પ્રાપ્ત કરી શકેછેઃ આંખ મીંચી સંસારમાં ચાલી ઠોકરો ખાઇ જ્ઞાન ઉપલબ્ધ કરી શકે છે તથા સજ્જનોની સંગતિથી સુશિક્ષિત થાયછે. કિંતુ યોગેશ્વરને આ બેમાંથી એક પણ પ્રકારે જ્ઞાન પ્રાપ્તિ થઇ નહોતી. યોગેશ્વર કેવલ અંગ્રેજી ભાષા શીખ્યો છે, યથા સમય તેનાં લગ્ન થયાં છે, અને હાલમાં તે નોકરી કરેછે—એક ઉચ્ચ પદપર પ્રતિષ્ઠિત છે. યોગેશ્વર પતી જેની પાસે નથી એવી એક માતાનો પુત્ર છે. તેને અત્યંત માન આપવામાં આવે છે, તે અત્યંત લાડકવાયો પુત્ર છે. જેની સાથે યોગેશ્વરે લગ્ન કર્યું છે તે પણ તેના પિતાની અત્યંત પ્રિય એકની એક પુત્રી છે. એટલા માટે યોગેશ્વર પોતાના શ્વસુરનો એકનો એક જામાત્ર છે, અને તેને પુત્ર કરતાં પણ અધિક પ્રિય છે. કોઇ પણ તેની ઇચ્છા વિરૂદ્ધ કોઇ કામ કરતું નહોતું તેમ કરી

શકતું પણ નહોતું. યોગેશ્વર પોતાના ગ્રહપરીવારની પોતાના સંસારની લેશ પણ ચિંતા કરતો નહોતોઃ તે કમાઇને રૂપીઆ લાવતો હતો અને તે રૂપીઆ માતાના હાથમાં આપી દઇ નિશ્ચિંત થઇ જતો હતો. માતા તે પોતાની ઇચ્છાનુસાર ખર્ચતી હતી; અને યોગેશ્વર પોતાનાં માતાપિતાને અત્યંત પ્રિય એવી ઉમાસુંદરીની સાથે વિલાસ સુખ ભોગવી સુખી રહેતો હતો. ઉમાની સાથે રહેવામાંજ તેની યુવાવસ્થાની સમસ્ત ભાવનાઓની પુર્ણાહુતિ થતી હતી. ઉમા યોગેશ્વરની વિલાસ લાલસાનું ક્રીડા સ્થાન હતું. માતાના પ્રગાઢ સ્નેહનો સુશિતલ આશ્રય પ્રાપ્ત કરી અર્ધદગ્ધ શિક્ષણદ્વારા ઉદ્ધત અને આત્મજ્ઞાન રહતિ બનેલો યોગેશ્વર ગાહાસ્થ્ય ધર્મનાં સંપુર્ણ કર્મોની અવહેલના કરી સુંદર, નવયુવાન પત્નીની સાથે બાલકની પેઠે ધુળપત્થરની રમત રમ્યા કરતો હતો. બાળકો સદા એક રમકડાનેજ પસંદ કરતાં નથી; નવીન રમકડાં જોઇ તેઓ પોતાનાં જુનાં રમકડાંનો ત્યાગ કરી તેમને લેવાને દોડે છે. નવીન રમકડાં સાથે રમતી વખત તેઓ પોતાનાં જુનાં રમકડાંને સર્વથા ભુલી જાય છે. બાળક યોગેશ્વરને માટે વિનોદિની નવીન રમકડું બની; યોગેશ્વરની દ્રષ્ટિમાં એ રમકડું અપુર્વ એવં અનુપમ છે. કારણકે મૂઢ યોગેશ્વર વિનોદિનીને પીછાની શકતો નથી. ઉન્મત્ત યોગેશ્વર વિનોદિનીનો મનોભાવ સમજી શકતો નથી. તે વિલાસના મોહમાં પડેલો હોવાથી તેણે વિનોદિનીને અપુર્વ માની હતી; તેથીજ તે ઉમા સદ્દશ અમુલ્ય પદાર્થને ધુળમાં

ફેંકી દઈ વિનોદિનીના રૂપ રૂપી ઉજ્જવળ કાચપાત્રમાં કેવળ મોહમુદિરા પીતો હતો. તેમાં યોગેશ્વરનો શું દોષ છે? તેની જેવી સ્થિતિ હતી, તેને જેવી શિક્ષા પ્રાપ્ત થઈ હતી તેવુંજ તેણે વર્તન કર્યું. જેની એકનિષ્ઠા નથી, જેને પાપ પુણ્યનો વિચાર નથી, જેનામાં પાપ પુણ્યનાં ફલાફલ તરફ દ્રષ્ટિ રાખવાનું સામર્થ્ય નથી, તે યદિ સમાજ વિરૂદ્ધ કોઇ કાર્ય કરે તો તેને અમે શી રીતે દોષ દઈ શકીએ?

હવે વિનોદિની સંબંધી વિચાર કરીએ. તે તો ચિરકાલની દુઃખિની છે. તે રૂપ, યૌવન અને આકાંક્ષા ધરાવતી હતી; તેને પોતાની ઇચ્છા પરિપુર્ણ કરવાનો અવસર આજ પર્યંત કદિ પ્રાપ્ત થયો નહોતો. તે અત્યંત નાની વયમાં વિધવા બની હતી, તેને પુર્ણ યૌવન પ્રાપ્ત થયું ત્યારે પણ તે વિધવાઓના બાહ્ય આચારનું વિધિપુર્વક પાલન કરતી હતી, તેને કોઈ સારી શીખામણ આપતું નહોતું. તેને કોઇ સારી વાત કહેતું નહોતું. તેમ તે બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ જાણતી નહોતી. તે પોતાની પાંચ સાત સખીઓનાં મુખથી તેમના પતી–સૌખ્યની વાત પરમ ધ્યાનપુર્વક શ્રવણ કરતી, તેમના આમોદ–પ્રમોદનું પુર્ણ વર્ણન સાંભળતી, તેમના વસ્ત્રાલંકાર, શૃંગારાદિ જોતી; અને જ્યારે તેઓ સૌભાગ્યથી મદોન્મત્ત બની રસિલી આંખોથી વિનોદિની તરફ એક વાર કરુણાભરિત દ્રષ્ટિ ફેંકી પતીના હાથનું પાન ચાવતી પોતાની દેહલતિકાથી લટકો કરી ચાલી

જતી ત્યારે વિનોદિનીના મનમાં કોણ જાણે કેવા પ્રકારની ઉદાસી છવાઈ જતી. આટલા દીવસ સુધી વિનોદિનીએ સહિષ્ણુતાના પ્રભાવથી તે ભાવ પોતાના હૃદયમાં ગુપ્ત રાખ્યો હતો, આટલા દીવસ પર્યંત વિનોદિની પાષાણ પ્રતિમા સદૃશ સ્થિર હતી. પરતુ યોગેશ્વરને જોયા પશ્ચાત તે સંયમ જાળવી શકી નહિ. જે લજ્જા રૂપી રેતીનો બંધ તેણે પોતાની ઓગણીસ વર્ષની વય પર્યંત ટકાવી રાખ્યો હતો તે બંધ યોગેશ્વરના રૂપના પ્રભાવથી છિન્ન ભિન્ન થઇ ગયો.

વિનોદિનીને ધર્માધર્મનું જ્ઞાન નહોતું, તેને પાપ-પુણ્યની બીલકુલ સમજ નહોતી. અત્યાર સુધી તેણે આ બ્રહત્ સંસારમાં કેવલ દશ મનુષ્યના સંસર્ગમાં જીવન વ્યતીત કર્યું હતું. તેના મનમાં વિલાસની વાસના હોવા છતાં લજ્જાથી, નિંદાના ડરથી, તે આજ પર્યંત શાંત રહી હતી. પરંતુ જયારથી તે યોગેશ્વરના ઘરમાં આવી છે ત્યારથી તે એક પ્રકારની સ્વેચ્છાચારિણી બની ગઇ છે. તે સદાસર્વદા યોગેશ્વરને જોવા લાગી, તેને જોઇ જોઇને તેના રૂપનું ધ્યાન ધરવા લાગી. યદ્યપિ યોગેશ્વરના ઘરનાં સમસ્ત કામોપર દેખરેખ તેજ રાખે છે તોપણ તેને યથેષ્ટ સમય મળેછે. સમય મળવાથી તે યોગેશ્વરના રૂપનું ધ્યાન ધરવા લાગી અને તેથી તેના હૃદયમાં વિષયવાસનાનો પ્રાદુર્ભાવ થયો. જે વાસણમાં સર્પ બંધ હોય તે વાસણના મુખ પરનું ઢાંકણું ખસેડી નાંખવાથી તત્ક્ષણ વિષધર ફુંફાડા મારતો

બહાર નીકળે છે; તેજ પ્રકારે વિનોદિની જ્યારે યોગેશ્વરના હૃદયની દુર્બલતા ઓળખી ગઇ ત્યારે તેનો લજ્જાનો પડદો સંપુર્ણતઃ નષ્ટ થઇ ગયો અને તેની દીર્ઘકાળથી દબાઇ રહેલી વિષયવાસના એકદમ ભયંકર સર્પની પેઠે ગર્જના કરી પોતાની શતાવધિ ફેણો વિસ્તારી પ્રકટ થઇ. વિનોદિનીએ ઉમા, સમાજ તથા પોતાની જાતને વિસરી જઇને પોતાના ઇહલોક તથા પરલોકનું સર્વસ્વ યોગેશ્વરને અર્પણ કરી દીધું. વિનોદિની આત્મજ્ઞાન રહિત બની ગઇ. તે પોતાના મૃત પતીના સ્મૃતિ સુખથી પણ વંચિત થઇ ગઇ. પોતાનાં લગ્ન કયારે થયાં તથા પોતે કયારે વિધવા થઇ તે પણ તે જાણતી નહોતી. આથીજ તે વિષયવાસનાને વશ થઇ આત્મજ્ઞાનરહિત બની યોગેશ્વરના હાથમાં વિના મુલ્યે વેચાઇ ગઇ. તેમાં વિનોદિનીનો શું દોષ છે? શું વિધવા થવું એજ તેનો દોષ છે? તો પછી તે રૂપ અને યૌવન શા માટે ધરાવતી હતી? તેને વાસ્તવિક બ્રહ્મચારિણી બનવામાં તેનાં આત્મીયજનોએ સહાય શા માટે ન કરી?

તો શું સર્વ દોષ ગૃહિણી નવદુર્ગાનોજ છે? હા. તેનોજ સર્વ દોષ છે. તે શા માટે દોષિત છે તે હવે અમે દર્શાવીએ છીએ.

તે ઘરની સ્વામિની છે, તે યોગેશ્વરની માતા અને તેના સંસારની અધિષ્ઠાત્રી દેવી છે. તેણે ધૃત અને અગ્નિનો આવો વિષમ સંયોગ શા માટે થવા દીધો? તેણે

વિનોદિનીને યોગેશ્વરની નિકટ શા માટે રાખી? વિનોદિનીને તે પોતાના ઘરમાં શા માટે લાવી? તેણે પ્રસુત પુત્રવધુ એવં નવજાત પૌત્રની સેવામાં નિમગ્ન રહી સંસારનાં અન્યાન્ય કામોની અવહેલના શા માટે કરી? શું વિનોદિનીના શિરપર પ્રસુત પુત્રવધુની સેવાનો ભાર નાંખવામાં આવત તો કાંઇ હાનિ થાત? વિનોદિનીના મસ્તકપર સુતિકાગારનો બોજો નાંખી તે કોઇ કોઈ વાર તેની તપાસ લેત તોપણ ચાલત. એમ કરવાથી કાંઇ હાનિ થાત નહિ, તેથી ઉમાને પણ કાંઈ કષ્ટ થાત નહિ. ઉમા હવે કાંઇ નાદાન છોકરી નથી. તે ત્રણ બાળકોની માતા થઇ ચુકી છે, તેને હવે પોતાની જાતની સંભાળ લેવા દેવી જોઇતી હતી. શું પુત્ર અને શું પુત્રવધુને આંખની કીકી બનાવી મુકવાથી કામ સરેછે? વિશેષતઃ નવદુર્ગાએ એટલો વિચાર અવશ્ય કરવો જોઇતો હતો કે હું સદા આવીને આવી રહેવાની નથી. એક સમયે હું વૃદ્ધ અવશ્ય થઇશ અને કોઇ દીવસ પુત્ર તથા પુત્રવધુનો ત્યાગ કરી મારે અવશ્ય ચાલ્યા જવું પડશે. તે સમયે એકલા યોગેશ્વરને ગૃહનો સંપુર્ણ ભાર લેવો પડશે, તે સમયે ઉમાને સ્વામિની તરીકે રહેવું પડશે. યદિ તેમને અત્યારથી ગૃહસંસારનું શિક્ષણ નહિ મળશે, યદિ તેઓ અત્યારથી ગૃહસ્થ તથા ગૃહિણીનાં કર્તવ્યો નહિ સમજશે તો તેમને એ વિષયનું શિક્ષણ ક્યારે મળશે અને તેઓ પોતાનાં ધર્મકર્મ કરતાં ક્યારે શીખશે? યોગેશ્વર એક મોટો અધીકારી છે—સમાજમાં ગણ્યમાન્ય

એક ઉચ્ચ પદસ્થ વ્યક્તિ છે, ઉમા તેની સહધર્મિણી છે આ બાબતનો ખ્યાલ દુર્ગાદેવી કદિ પણ કરતી નહોતી. સ્નેહની અધિકતાને લીધે તે યોગેશ્વરને સદૈવ છોકરા તરીકેજ જોતી હતી, તો પછી તેની પત્ની સ્વામિની શી રીતે બની શકે? તે તો આવાજ વિચાર ધરાવતી હતી: જે દીવસ મારૂં નશીબ ફુટી જશે, જે સમયે મારી બુદ્ધિ નષ્ટ થઇ જશે તે સમયે યોગેશ્વર અને ઉમા ઘરની સર્વ વ્યવસ્થા કરશે. એમનો તો હજી ખેલ ખેલવાનો સમય છે. એ તો હજી છોકરાં છે. એ અત્યારથી સંસારની ચિંતા શી રીતે કરી શકે? ઉમાએ પુત્રને જન્મ આપ્યો તેજ યથેષ્ટ છે. એથી શ્રીમતી દુર્ગાદેવીનો આનંદ ગગનમાં સમાતો નથી. આથી તે ઉમાને માતૃત્વનો કોઇ મર્મ જાણવા દેતી નહોતી અને સુતિકાગારમાં પોતાની શક્તિ અનુસાર ઉમાનાં પ્રાયઃ સમસ્ત કાર્યો પોતાની જાતેજ કરતી હતી. તે ઉમાના નવ પ્રસુત બાળકને તેલ વગેરે ચોપડી નવરાવતી અને સુતિકાગારમાંજ સદૈવ બેસીને તેને રમાડયા કરતી. એક તો તે ઉમાને કોઇ કામ સોંપતી નહોતી; અને કદી કોઇ કામ સોંપતી તો તેને વિશ્વાસ પડતો નહિ કે ઉમા તે કાર્યો સારી રીતે કરશે. અને યોગેશ્વર તેને કમાઇને રૂપીઆ આપે છે તેજ તેને માટે બહુ છે. યોગેશ્વર માત્ર એક ધાવણું બાલક છે, શું એટલા નાના છોકરા પર ઘરનો ભાર લાદી શકાય? તે હમણાં ખાશે, પહેરશે અને મનમાં જે ભોગ ભોગવવાની ઇચ્છા થશે તે ભોગવશે. દુર્ગાદેવીના આવા વિચાર હતા.

હાય માતા નવદુર્ગા ! આ ક્ષુદ્ર સંસાર, પરીવાર અને ગ્રહપર તારે અસીમ હૃદયનો અપાર સ્નેહ રાખવાની આવશ્યકતા નહોતી. જેને તું તારા સ્નેહસાગરમાં ડુબાડી રાખવા માગતી હતી તેણે તો અમર્યાદ પાપનિધિમાં ડુબી જઇને હલાહલનું પાન કર્યું. જેને માટે તું પરલોકનું ચિંતન તજી સુતિકાગારના દુર્ગંધને પણ સુગંધ સમજતી હતી તે તારી ઉમા હવે કંગાલ બની ગઇ છે.

---

## પ્રકરણ ૧૪ મું.

### પ્રયાણ.

ઉમાના પિતા ગિરીશ બાબુ પુત્રીને સંતાન થવાની ખબર સાંભળી સ્વયં બાંકીપુર આવ્યા છે. પોતાની પુત્રી તથા દોહિત્રોને થોડા દીવસને માટે પોતાને ઘેર લઇ જવાની તેમની ઇચ્છા હતી. ઉમાને પીયેર લઇ જવાની તેમની ઇચ્છાનાં બે કારણો છે. એકતો ઉમા દીર્ઘકાળથી પીયેર ગઇ નથી જેથી તેની માતા તેને જોવાને પરમ ઉત્સુક બની રહી છે. બીજું કારણ એ છે કે દુર્ગાદેવીને જ્યારે બે પૌત્રોની સેવા કરવાની હોય ત્યારે તે ગૃહનાં ઇતર કાર્યો શી રીતે કરી શકે ? અને ધારો કે ઇતર કાર્યો તે કરી શકે, તોપણ ઉમાના પુત્રોનું પાલનપોષણ

કરવાનો હક્ક શું એકલી નવદુર્ગાનોજ છે? તેમાં શું ગિરીશ બાબુનો કાંઇને કાંઈ ભાગ નથી? અતએવ ઉમાને આં પ્રસંગે પીયેર અવશ્ય જવુંજ પડશે.

નવદુર્ગા વેવાઇનો આવો પ્રસ્તાવ સાંભળી પોતાની ઉભય આંખોમાં જલ ભરી બોલી "નહિ, નહિ, હું ઉમા વિના મારૂં જીવન શી રીતે ટકાવી રાખી શકીશ? ઉભય બાલકો મારી ઉભય આંખોની કીકીઓ છે; તેઓ દ્રષ્ટિથી બહાર થતાં હું ગાંડી બની જઇશ."

ગિરીશ બાબુ આના ઉત્તરમાં હસતા હસતા બોલ્યા "આપ એક કામ કરશો તો ઉમા પિયેર પણ આવી શકશે અને આપ ગાંડાં પણ બની જશો નહિ. અને તે એ છે કે આપ પણ મારી સાથે ચાલો."

નવદુર્ગા પોતાની આંખોનાં અશ્રુ સાડીદ્વારા લુછતી બોલી "આપ મશ્કરી સમજશો નહિ. યદિ ઉમા આપને ઘેર આવશે તો હું પણ અવશ્ય તેની સાથે આવીશ. મને અહીંઆં એક ક્ષણ પણ ગમશે નહિ. પરંતુ હું મારા યોગેશ્વરનું મુખ જોઇને અત્રે રહું છું. કારણ કે મારા જવાથી યોગેશ્વરને કષ્ટ થશે. હું સર્વ કાંઇ જોઇ શકું છું. પરંતુ મારા યોગેશ્વરને દુ:ખી જોઈ શકતી નથી."

સ્વયં યોગેશ્વરને આ સમયે માતા રહે કે જાય તેની કશી પરવા નથી. ઉમા તો પિયેર જાય તેમાંજ તે વિશેષ રાજી છે. સત્યપથભ્રષ્ટ યોગેશ્વર ઉમા પીયેર જશે

એની શ્રદ્ધાથી અત્યંત આનંદિત થયો છે. તેના હૃદયમાં આ સમયે અનેક ભાવી સુખોનું ચિત્ર અંકિત થઇ રહ્યું છે. શ્વસુર ગિરીશ બાબુએ આ બાબતની ચર્ચા યોગેશ્વરની સાથે પણ કરી. યોગેશ્વરે પ્રથમ તો ના કહ્યું, પરંતુ પાછળથી સમ્મતિ આપી. અતઃ નવદુર્ગાને પણ નિરૂપાય બની ઉમાને પિયેર જવાની રજા આપવી પડી. બસ, હવે ઉમાનું પિયેર જવાનું નિશ્ચિત્ થઇ ગયું.

ઉમા સુતિકાગારમાંથી બહાર નીકળી સર્વ મામલો સમજી ગઇ હતી. દુર્ગાદેવી એક પ્રકારે પરમ ચતુર ગૃહિણી હતી; જ્યાંસુધી સંતાન ૭ માસનું ન થાય ત્યાં સુધી તે કદિ પણ ઉમાને યોગેશ્વરની પાસે જવા દેતી નહોતી; તેને તે પોતાની પાસેજ સુવરાવતી હતી. વળી દુર્ગાદેવીનો બીજો એક નિયમ એ હતો કે ઉમા વા યોગેશ્વર રોગાદિથી પીડિત હોય ત્યારે તે પતી પત્નીને સાથે રહેવા દેતી નહોતી. આ કારણથી ઉમા સુતિકાગારમાંથી બહાર નીકળ્યા છતાં સ્વામિનાં દર્શન કરી શકી નહોતી. કિંતુ બહાર આવ્યા પછી તેણે જે જોયું તે દ્વારા તે સમજી ગઇ કે મારૂં ભાગ્ય ફુટી ગયું છે

ઉમાના પ્રયાણનો દીવસ નિશ્ચિત્ થઇ ગયો. સંધ્યાની ગાડીથી જવાનો નિશ્ચય થયો. તેની સાથે વળી એવી પણ વ્યવસ્થા થઇ કે મોટો છોકરો પોતાની પિતામહીની સાથે રહે અને ઉમા નાના છોકરાને લઇને પીયેર જાય.

નિયત દીવસે યોગેશ્વર કચેરીનું કામ શીઘ્ર આટોપી લઇ વ્હેલો ઘેર ચાલ્યો આવ્યો. ચાર વાગી ચુકયા છે. યોગેશ્વર પોતાના દીવાનખાનામાં બેઠો છે. ઉમા મંદ ગતિથી ડરતી ડરતી તે ઓરડામાં આવી. સ્વામિના ચરણકમળોમાં તેણે સાષ્ટાંગ પ્રણામ કર્યા; તેના પદની રજ લઇને તેણે પોતાના મસ્તકપર ચઢાવી. જે યોગેશ્વર ઉમાને જોતાં, વેંતજ તેની કેશલતાઓને ખુલ્લી કરી નાંખતો હતો, તેની દેહમાં ચોંટીઓ દેવા લાગતો હતો, તેને ચુંબન કરતો હતો, અને તેનો હાથ પકડી તેને પોતાની પાસે ખેંચી લઇ ગળે વળગાડતો હતો તેજ યોગેશ્વર આજે ઉમાને જોયા છતાં સ્થિર ચિત્તે સિગારેટ પી રહ્યો છે. પરંતુ કંઇ પણ ન બોલવું એ યુક્ત નથી એમ ધારી તેણે મુખ મરડીને કહ્યું "ઓહ! આજે તો બહુ ભક્તિ દર્શાવી રહ્યાંછોને! એ કયારથી શીખ્યાં?"

ઉમા—"જ્યારથી આપને ગુમાવી બેઠી ત્યારથી. જ્યાં સુધી દાંત રહે છે ત્યાં સુધી મનુષ્ય દાંતની કિમ્મત સમજતો નથી. જ્યાં સુધી દાંત હતા ત્યાં સુધી હું તેની કિમ્મત સમજતી નહોતી. પરંતુ હાલમાં તેમને ગુમાવી બેઠી છું તેથી તેમની પુર્ણ કિમ્મત મારી સમજમાં આવી છે."

યોગે૦—"હું કાંઇ મોતી નથી કે ખોવાઇ જઇશ."

ઉમા—"તમે મોતી શા માટે નથી? તમે ક્ષુદ્રથી પણ ક્ષુદ્ર છો અને મહાનથી પણ મહાન છો. હું આટલા

દિવસ સુધી તમને ક્ષુદ્ર સમજી તમારી સાથે રમત રમ્યા કરતી હતી, અને તેજ કારણથી આજે મેં તમને મોતીના દાણાની પેઠે ગુમાવી દીધા છે. તમને ગુમાવી દીધા પછી હું સમજી છું કે તમે મહાનથી પણ મહાન છો. આ સમયે તમે મારા ઇષ્ટદેવ છો, મારા આરાધ્ય પ્રભુ છો."

એમ કહેતાં કહેતાં ગાંડી ઉમા રડી પડી: 'મુખપર સાડી નાંખી તે ખુબ રોવા લાગી. યોગેશ્વર જડ મૂર્તિની પેઠે અચલ તથા અટલ ભાવથી તે રોદન કરતી દેવી તરફ જઇ રહ્યો.

ઉમાએ પોતાનાં નયનાશ્રુ લુછી નાંખી સ્વામિની ચરણધુલી પુનઃ ગ્રહણ કરી; પછી તે એક વાર પતીના મુખ પ્રતિ દ્રષ્ટિપાત કરી તે ઓરડાની બહાર નીકળી ગઇ.



# પ્રકરણ ૧૫ મું.



## પિયેરમાં.

ઉમાને પિયેરમાં આવ્યે પ્રાયઃ છ માસ વ્યતીત થઇ ગયા. દરમ્યાન યોગેશ્વરે ઉમાને એક પણ પત્ર લખ્યો નથી. હા, તે કોઇ કોઇ વાર શ્વસુર ગિરીશ્ચંદ્રને પત્ર લખતો અને તેની સાથે પચાસ રૂપીઆ પણ મોકલી આપતો. તેનો પત્ર અત્યંત સામાન્ય અને સાધારણ વાતોથી ભરેલો રહેતો હતો. મોટો છોકરો અત્યાર સુધીમાં લખતાં શીખી ગયો છે તે પોતાની માતા પર પ્રતિ સપ્તાહ એક પત્ર મોટા મોટા અક્ષરોમાં લખે છે. પત્રમાં આજ આશયનું લખાણ રહેતુંઃ "મા, તમે સારાં છો ? બાપુ સારો છે ? હું તો ખુશીમાં છું." ઉમાને પોતાના મોટી આશાવાળા શ્વસુરગૃહની સાથે હવે આટલોજ સંબંધ હતો.

ઉમાએ પુર્વે વિનોદિની પ્રત્યે વિદ્વેષ ધારણ કર્યો હતો. પરંતુ સુતિકાગારમાં બેસી શોચવિચાર કરી તેણે નિશ્ચય કર્યો કે હવે તેની સાથે ઇર્ષા કરવી યુકત નથી. ઉમાએ વિચાર કર્યો 'વિનોદિનીજીજીને તો મેંજ બોલાવી હતી. હું સારી રીતે સમજતી હતી કે વિનોદિની સૌંદર્યવાન છે. હું એ પણ જાણતી હતી કે વિનોદિની જીજી સંપુર્ણતઃ યુવાન અને બાલ વિધવા છે. જ્યારે મેં મારા

હાથથીજ મારા ગ્રહને આગ લગાડી તો મારૂં ગ્રહબળે તેમાં શું આશ્ચર્ય ? શું હું તે સમયે નહોતી જાણતી કે હું ગંધકના ગ્રહમાં વસુંછું ? મેં અવિચારી કાર્ય કર્યું અને તેજ કારણથી આજે મારા ગ્રહને આગલાગી છે. નાદાન બાલક જ્યારે અગ્નિ પર હાથ રાખે ત્યારે તેનો હાથ અવશ્યં બળેજ, તેના હાથ પર અવસ્ય ઝએલા ઉઠેજ. આગમાં બાળવાની શક્તિ છે એમ તે જાણતું નથી; તે છતાં. તેનો હાથ બળે છે હું નહોતી જાણતી કે મારૂં ગ્રહ ગંધકનું છે અને તેની અંદર મેં આમ મૂકી છે. હવાના સંયોગથી આગ બહુ ફેલાઇ છે; હવે હું શું કરૂં ? હાયરે ભાગ્ય! પરંતુ એટલું છતાંએ સુખની વાત એ છે કે હું બે પુત્રાની માતા છું. મારા સુવર્ણના ઉભય પુત્રો જીવંત રહો. હું એ ઉભય બાલકોના હાથ પકડી રસ્તે રસ્તે ભિક્ષા માગી નિર્વાહ કરીશ અને સુખી રહીશ, કદિ કદિ ઉમા વિચાર કરતી 'પુરૂષોનું મન કમળપત્રપર પડેલા જળબિંદુ સમાન છે. તે ચંચળ અને અનિશ્ચિત છે. તો શું મારો સર્વ કાળ આ પ્રકારેજ વ્યતીત થશે ? કોક સમય સુખ અને કોક સમય દુઃખ આ સંસારનાં માણસોને ભોગવવાંજ પડે છે. સમયાનુસાર વર્તી કાળ નિર્ગમન કરવોજ જોઇએ. જોઉં, આ પ્રકારે મારા કેટલા દીવસ વ્યતીત થાય છે. ભલા, મારી તે શી ગણના ? સ્વયં ભગવતી સીતાને રામ જેવા પતી હતા, તોપણ તેમને કેટલું દુઃખ સહન કરવું પડયું છે ? તો શું હું આ એક સામાન્ય દુઃખ પણ સહન ન કરી શકું ? મારા આ ઉભય લવ કુશ જીવંત

રહે, પરમાત્મા એમને જીવિત રાખે, તો પછી મારે શી ચિંતા છે?"

ઉમા દીર્ઘ વિચાર કરી અંતે પ્રાયઃ એમજ કહેતી 'ભગવાન• મારા આ ઉભય બાળકોને જીવિત રાખે, પછી મને શું દુઃખ છે?' તે પ્રાયઃ એકાંતમાં બેસીને વિચાર કરતી અને રોતી–તે એટલું રોદન કરતી કે તેનાં આશ્રુથી સાડી ભિંજાઇ જતી અને તેની આંખો લાલચોળ બની જતી. કિન્તુ અંતે તે પુત્રના મુખને ચુંબન કરી સમસ્ત દુઃખો ભુલી જતી. ઉમા પ્રાયઃ મનમાં ને મનતાં બોલતી 'છટ, મારે આશ્રુપાત કરવાની શી જરૂર? એથી મારી આ બે સુવર્ણની ઈંટોનું અમંગળ થશે.' આ જ ઉમાને માટે સંજીવન મંત્ર હતો.

ઉમાને આ ૭ માસમાં સ્વામિભક્તિનો મર્મ સારી રીતે જ્ઞાન થઇ ગયો. જેની સાથે અત્યાર સુધી તે બાલીશતા ભરેલાં કાર્ય કરતી હતી, જેની સાથે તે વાત વાતમાં જીદ કરતી હતી તે જ્યારે હાથમાંથી ગયો ત્યારે તે પતિભક્તિનો મર્મ સમજવા લાગી ઉમાએ કદિ યોગેશ્વરની પદસેવા કરી નહોતી; તેણે કદિ તેના ચરણ પર પોતાનું મસ્તક રાખ્યું નહોતું. સ્વામિની સેવા કરવાનો સમય તેને કદિ મળતોજ નહોતો. જ્યારે યોગેશ્વરની તબીયત બગડેલી હોય ત્યારે ઉમા પોતાની સાસુના ઓરડામાં રહેતી હતી. નવદુર્ગાજ બિમાર પુત્રની સેવામાં રાત્રિ દિવસ નિમગ્ન રહેતી હતી. તે સમયે ઉમા સ્વામિના

ઓરડા સુધી પણ જતી નહોતી. સાઝે થયા પછી યોગેશ્વર જ્યારે પોતાની પત્નીને મસ્તકમાં તેલ લગાડવાનું કહેતો ત્યારે ઉમા હાસ્યમાંજ તેની આજ્ઞાને ઉડાવી દેતી હતી. એટલા માટે અમે કહીએ છીએ કે ઉમાએ કદિ સ્વામિની સેવા કરી નહોતી. આ સમયે તેજ પતિદેવના ચરણ કમલની સેવા કરવાની આકાંક્ષા ઉમાના હૃદયમાં ઉત્પન્ન થઈ છે.

જેને પ્રેમ કહે છે તેનો વિકાસ અદ્યાપિ ઉમાના હૃદયમાં થયો નહોતો. ઉમા બાલ્યાવસ્થાથીજ દુર્ગાદેવી સદૃશ સાસુના અસીમ વાત્સલ્યની અધિકારિણી બની હતી. શ્વસુરાલયના શાસન ભય તથા સંકોચનો ઉદય તેના હૃદયમાં કદિપણ થયો નહોતો, સ્વામિના સંબંધમાં કૈશોર–સુલભ તીવ્ર આકાંક્ષાનો ઉદય ઉમાના હૃદયમાં કદિપણ થયો નહોતો. કારણ કે દશ વર્ષની વયથી અઢાર વર્ષની વય પર્યંત સ્વામિથી અલિપ્ત રહેવાનો પ્રસંગ તેને કદિપણ પ્રાપ્ત થયો નહોતો. પતિવિયોગથી સ્ત્રીઓને કેવું દુઃખ થાય છે તેની તેને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. તે સ્વામિનો કાંઇ મર્મ જાણતી નહોતી. અતએવ ઉમાનું હૃદય વિરહ, પ્રેમ અને વિયોગની આગપર તપ્ત થયેલું નહિ હોવાથી તપ્ત સુવર્ણ સદૃશ બન્યું નહોતું. હવે તે સ્વામિથી અલિપ્ત રહે છે અને સ્વામિને અન્યની સાથે પ્રેમ કરતો જુએ છે તેથી તે સ્વામિભક્તિનો મર્મ સમજી ગઇ છે. ઉમા આ વાત સારી રીતે સમજી ગઇ છે કે 'સ્વામિ દેવતા છે. દેવ-

તાની સાથે ધુળમાટીથી ખેલવાથી તથા તેનો નિરાદર કરવાથી તે અપ્રસન્ન થઇ અન્યની પાસે ચાલ્યા જાય છે. સર્વ દેવતાઓની આજ લીલા છે. દેવતાઓને પાપ પુણ્યનો સ્પર્શ થતો નથી. કિંતુ દેવતાનું દેવત્વ ભુલી જઇ તેને સાધારણ માણસ ગણી પોતાના કર્તવ્ય પ્રત્યે દુર્લક્ષ્ય કરવાથી મનુષ્યને પાપના ભાગી થવું પડે છે. મેં આટલા દીવસ પર્યંત દેવતાની સાથે બાલીશતા કરી છે, પરંતુ તેનું ફળ મને હમણાં ભોગવવું પડે છે.' ઉમાને નાજનખરાં કરતાં શીખવ્યું નહોતું. સ્વામિને વશ કરવાને માટે જે જે યુક્તિઓ આપણા દેશના સ્ત્રી-સમાજમાં પ્રચલિત છે તેની–તે ગુપ્ત વિદ્યાની શિક્ષા ઉમાને પ્રાપ્ત થઇ નહોતી. ઉમા માનમાં રહી જાણતી નહોતી. ઉમા કોઇને પોતાના ચરણ આગળ આળોટતું જોઇ શકતી નહોતી. ઉમા હાસ્ય કરી જાણતી નહોતી, તે રોઇ જાણતી નહોતી, તે ક્રોધ કરી જાણતી નહોતી. ઉમાને સ્ત્રીઓની એક પણ મોહિની વિદ્યા જ્ઞાત નહોતી. યોગેશ્વરની સાથે ઠઠ્ઠામશ્કરી કરતાં જ્યારે તે અપ્રસન્ન થઇ મૌન ધારણ કરતો ત્યારે ઉમા તેના મુખ પાસે પોતાનું મુખ લઇ જઇ તેનું ગળું પકડી કહેતી 'ઠીક હવે આવું કામ કદી પણ કરીશ નહિ.' એમ કહીને તે સ્વામિનું અભિમાન દુર કરી દેતી. અને ઉમા જયારે ખેલમાં–પાનાં શેત્રંજમાં પરાસ્ત થઇ સ્વામિ પ્રત્યે નારાજ થઇ અબોલા લેતી ત્યારે યોગેશ્વર તેની પાસે

જઇ તેને ચીઢવતો, જેથી ઉમાનો ક્રોધ કૃત્રિમ ક્રોધ તત્ક્ષણ પલાયન કરી જતો અને તે ખડખડાટ હસી પડતી. ઉમા સ્વામિની પાસે પોતાના શોખની એક પણ વસ્તુ માગતી નહોતી, યોગેશ્વર પણ તેને કદિ કાંઇ આપતો નહિ ઉમાને કોઇ વસ્તુની ત્રુટિ નહોતી; તેની સાસુ તેની સર્વ મનઃકામના પુર્ણ કરતી હતી. પાઠક, આપનામાં પણ અનેક જણ એવા હશે કે જેમને પોતાની જાતે પોતાની ભાર્યાને કોઈ વસ્તુ આપવાની આવશ્યકતા પડતી નહિ હશે; તોપણ આપની પ્રિયતમા આપને જુઠમુઠ કોઇ સમય અવશ્ય કોઇ વસ્તુ અપાવ-વાની ભલામણ કરતીજ હશે. પરંતુ ઉમા તેમ પણ કરતી નહોતી. તો આપજ કહો આવી રમણી ચિરકાલ પર્યંત પોતાના શિક્ષિત પતિને પોતાના અધીકારમાં રાખી શકશે?

પુરૂષો સ્ત્રીઓના ગુણોથી સહજમાં વશ રહી શકતા નથી, સ્ત્રીઓની યુક્તિઓજ તેમને બદ્ધ રાખવાને માટે યથેષ્ટ શૃંખલા છે. સૌંદર્ય એ પણ સ્ત્રીઓનું એક ધન છે. અનેક યુક્તિઓ દ્વારા જે રમણી પોતાના પતિને પોતાના અધિકારમાં રાખે છે તે પોતાના પતિની દ્રષ્ટિમાં અધિક રૂપવતી છે. કિંતુ ઉમા ન તો બહુ સૌંદર્યવાન હતી કે ન તો તે કોઇ મોહિની વિદ્યા જાણતી હતી. આ જ કારણથી યોગેશ્વર સદૃશ સ્વામિ ઉમાના હાથમાં રહી શક્યો નહોતો.

છ માસ પશ્ચાત્ નવદુર્ગાએ ઉમાને તેડવાને માટે એક માણસ મોકલ્યો. ગિરીશ બાબુની ઇચ્છા યદ્યપિ તેને મોકલી દેવાની હતી તો પણ તેની માતાએ સમ્મતિ આપી નહિ તેથી તેઓ તેને મોકલી શક્યા નહિ.

રાતના આઠ વાગ્યા છે. ગિરીશ બાબુ ભોજન કરવા બેઠા છે. ઉમા પણ સામે બેઠી છે. ગિરીશ બાબુની પત્ની ઉમાના પુત્રને ખોળામાં લઇ જરા દુર બેસી દોહિત્રને પંખો નાંખવાના નિમિત્તથી સ્વામિને પણ પંખો નાંખી રહી છે. ભોજન કરતાં કરતાં ગિરીશ બાબુ બોલ્યા "હવે ઉમાને મોકલી દેવી જોઇએ, એનાં સાસુ હવે એને જોવાને માટે બહુ વ્યાકુલ બની રહ્યાં છે."

ગિરીશ બાબુની પત્ની—"હું તો મોકલનાર નથી; પછી તમારી જેવી ઇચ્છા."

ગિરીશ—"ઇશ્વરને ખાતર જરા શાંત થઇને બોલો; એને અહીંઆં રાખી મુકવામાં તમારી શી મતલબ છે તે પ્રથમ જણાવો."

ગિરીશ બાબુની સ્ત્રી—"હાથ મુખ ધોઇ દિવાનખાનામાં ચાલો. હું ત્યાં સર્વ વાત કહીશ. પરંતુ હમણાં આટલું તમને જણાવી દઉં છું કે ઉમા તમારી પુત્રી નથી, એ મારી દીકરી છે. એની ઉપર તમારો અધિકાર નથી."

ઉમા અવાક્ બની પોતાની માતાના મુખ તરફ થોડી વાર સુધી જોતી રહી. પછી પોતાની માતાના ખોળામાંથી પોતાના સુતેલા બાળકને લઇને પોતાના શયનાગારમાં જઇ રોવા લાગી. આ સમયે ઉમાને પોતાના સ્વામિનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા હતી.

---

## પ્રકરણ ૧૬ મું.

### ડોસો-ડોસી.

વૃદ્ધ ગિરીશચંદ્ર હાથ-મુખ ધોઈ શયનાગારમાં પ્રવેશ કર્યો. વૃદ્ધાએ પતિનું એંઠું પ્રાશન કર્યું. તત્પશ્ચાત્ પાન ચાવતી ચાવતી એક પાતળી સાડી પહેરી તે પતીની પાસે ગઇ. થોડીવાર બેઠા પછી તે બોલી "હું હમણાં મારી છોકરીને સાસરે મોકલવાની નથી. એના જવાથી મને અત્યંત દુઃખ થશે. વિનોદિની ત્યાં શા માટે રહી? ઉમાની સાથે તેણે પણ અહીંઆં આવવું જોઇતું હતું."

ડોસો—"તેને તો હમણાં બોલાવું તો તે ચાલી આવે. કિંતુ તેને તો મેંજ જાણીજોઇને ત્યાં રહેવા દીધી છે. ઉમા જ્યારે પ્રસુતિ-ગ્રહમાં હતી ત્યારે એની સર્વ સેવા રાતદીવસ વેવાણજ કર્યાં કરતાં હતાં. એક તો વૃદ્ધાવસ્થા અને બીજું રાત્રિ દીવસ પ્રસુતિગ્રહમાં રહી

ઉમા તથા તેના બાળકની સેવા કરવાની આથી તેમની તબીયત કાંઇક શિથિલ થઈ હતી. આવી દશામાં તેમની ઉપર રસોઇ આદિનો ભાર નાંખવો યુક્ત નથી એવો વિચાર કરી હું વિનોદિનીને ત્યાંજ મુકી આવ્યો છું. તેમાં કાંઇ હરકત છે?"

ડોસી—"હરકત શાની? મારા કપાળની? તમે વેવાણ ઉપર દયા કરી મારી દીકરીને જળમાં ફેંકી દીધી. ધિક્કાર છે પુરૂષોને! તમારામાં આગળ પાછળનો વિચાર કરવાની લેશ પણ બુદ્ધિ હોતી નથી."

ડોસો—"બુદ્ધિ નથી એટલા માટેજ તો સ્ત્રીઓની ગુલામી કરતા ફરીએ છીએ. પુરૂષોમાં જો બુદ્ધિ હોત તો તેઓ તમારી આજ્ઞામાં રહેત? તમારા મનમાં અન્ય સંદેહ શા માટે રહે છે? યોગેશ્વર બહુ સારો છોકરો છે."

ડોસી—"તે જો સારો હોત તો મારી ઉમાપર છ મહીનામાં એક પત્ર પણ લખત નહિ? વિવાહ થયા પશ્ચાત્ જે જમાઇ દીવસમાં બે વાર પત્ર લખતો હતો તેજ જમાઈ આજે છ માસથી ચુપ છે. ગમે તેમ પણ આમાં કાંઇક ગુઢ રહસ્ય અવશ્ય રહેલું છે. વિનોદિનીએ પણ મારાપર એક પણ પત્ર લખ્યો નથી."

ડોસો—"શું કહો છો? શું યોગેશ્વર ઉમાપર પત્ર નથી લખતો? વિનોદિની પણ એની કાંઈ ખબરઅંતર નથી પુછતી? આ વાત તમે મને પુર્વે કેમ ન કરી?

નહિ, યોગેશ્વર સારો છોકરો છે; શું વિનોદિની પણ એકદમ આવીજ થઇ ગઇ હશે? નહિ, એમ બનવું સર્વથા અસંભવિત છે. મારાં વેવાણ પાકાં ગૃહિણી છે; તેઓ જ્યાં રહેતાં હોય ત્યાં આવો અનર્થ બનવાનો ભય નથી."

ડોસી—"ધારો કે છોકરો સારો છે. પરંતુ તે આજકાલના નવીન પ્રકાશમાં ઉછરેલો છે. તે કમાય છે, ખાય છે, પીએ છે, પુર્ણ યૌવનમાં વિલસે છે. પુરૂષ અને કાગડાની જાત એક છે; પત્રાળી પડી છે એમ જોતાંજ તે તેની તરફ ઝુકી પડશે. વેવાણ પાકાં ગૃહિણી છે, હું તેમને અસલથી ઓળખું છું; કિન્તુ ઉમાના મુખથી સર્વ હકિકત સાંભળી હું કાંઇક ડરી પણ ગઈ છું."

ડોસો—"તમે ભલા એવી પત્રાળી રસ્તા ઉપર શામાટે કેંકો છો? વિનોદિની તો કાંઇ એવી નથી. વળી વેવાણના ગૃહિણીત્વમાં દોષ આવે એમ તમને લાગે છે? હું તેમની પ્રશંસા કરી રહ્યો છું તેથી તમને દ્વેષ તો ઉત્પન્ન નથી થયો?"

ડોસી—"આપ શું બોલો છો? વિનોદિની એક તો બાલવિધવા છે અને વળી યુવાન છે. વેવાણની પ્રશંસા આપ સો મુખથી કરોને, તેથી મને દ્વેષ શા માટે ઉત્પન્ન થશે? આપે તેમનું નીમક ખાધું છે, તોપછી

આપ તેમની પ્રશંસા શા માટે નહિ કરશો ? પરંતુ આપ શું નથી જાણતા કે તેઓ પણ સ્ત્રી છે અને પુરૂષ જાતીને અવશ્ય પીછાને છે ? તોપછી તેમણે વિનોદિનીને મોકલી શા માટે દીધી નહિ ? ઉમાને માટેજ તો તેને ત્યાં મોકલવામાં આવી હતી. ઉમા જ્યારે આવી ગઇ ત્યારે તેને ત્યાં રહેવાની શી જરૂર ? તમે તેને લાવવાને તૈયાર નહિ હોત તો તેમણે તેને જબરદસ્તીથી મોકલવી જોઇતી હતી. અને તે એકવીસ દીવસ પર્યંત ઉમાના પ્રસુતિગ્રહમાં રાત્રિદીવસ હાલ્યાચાલ્યા વિના બેસી રહી સંસારમાં આગ લાગે કે ગમે તે થાય તોપણ તે તરફ આંખ ઉંચાવીને જોતી નહોતી. ગ્રહસ્થાશ્રમનો સર્વ બોજો વિનોદિનીના શીરપર હતો; તે જે કરતી તે થતું. રાત્રે યોગેશ્વર વાળુ કરતા ત્યારે તે તેમની પાસે બેસી રહેતી. તેજ તેમનાં કચેરીનાં કપડાં સ્વચ્છ રાખતી તથા પહેરાવતી. અને તે પાળેલી બિલાડીની પેઠે તેમની પાછળ પાછળ ફરતી. યદ્યપી યોગેશ્વર મારો જમાઇ છે, તો પણ તેથી તે દેવ થોડોજ ગણાશે? ઉમા કહે છે કે પ્રસુતિગૃહમાંથી બહાર નીકળ્યા પછી તેણે ઉભયનું વર્તન અજબ પ્રકારનું જોયું હતું. આંતરિક વાત ગમે તે હો, પરંતુ તેમનું બાહ્ય વર્તન ઉચિત નહોતું. સંસારમાં સતીઓ પુષ્કળ છે, પરંતુ તે બિચારી દુષ્ટોના હાથમાંથી બચવા પામે ત્યારેને ? વિનોદિની વિધવા છે. સૌંદર્યવાન છે, યુવાન છે અને સગાઇમાં યોગેશ્વરની સાળી છે; તે રાત્રિદિવસ તેની સાથે રહે છે, માટે ક્ષણમાં

શું થશે તે કોણ કહી શકે? ઉમાને આવ્યાને આજે છ માસ વ્યતીત થઇ ગયા છે, પરંતુ યોગેશ્વરનો એક પણ પત્ર તેની ઉપર આવ્યો નથી. ઉમા દિનપ્રતિદિન આજ ચિંતાથી સુકાતી જાય છે."

ડોસો—"રામ! રામ! શું સત્ય કહો છો? તોપછી એનો ઉપાય શું? ઉમા મારી અત્યંત લાડકી પુત્રી છે, તેનું શું થશે? નહિ–નહિ, હું તેને કદાપિ મોકલીશ નહિ; ભલે હવે એ અહીંઆંજ રહે, ખાય પીએ અને ખુશીમાં રહે, તેને હવે કદિ મોકલીશ નહિ."

ડોસી—"વાળુ કરતાં કરતાં તમે શું કહેતા હતા? બસ એકજ વાતમાં મતિ બદલાઇ ગઇ: ઉમાને સાસરે શા માટે નહિ મોકલો?"

ડોસો—"હમણાં તમેજ કહેતાં હતાં કે ઉમાને સાસરે મોકલવી નથી. અને તેજ હું પણ કહું છું. હવે તે કયાં જશે? શું તે આગમાં બળવા જશે? હું મારી સુવર્ણની પુત્રીને ત્યાં કદાપિ મોકલીશ નહિ."

ડોસી—"તમારી પણ અજબ પ્રકારની બુદ્ધિ છે. મેં તમારૂં મન જોવાને માટે એમ કહ્યું હતું કે હમણાં મોકલવામાં નહિ આવે. છોકરીને સાસરે નહિ મોકલશો તો શું ઘરમાં પોપશો? જુઓ, જેને નવ મહિના પેટમાં રાખી તેને અન્નવસ્ત્ર પણ હું પુરાં પાડી શકીશ. પરંતુ દીકરીનું પાલન પોષણ કરી તેને ઘરમાં રાખવી એ

સજ્જનતાનું લક્ષણુ નથી. વસ્તુઃત કન્યા એ અતી જોખમ વાળી વસ્તુ છે. પુત્ર ખરાબ નીકળવાથી સમાજમાં મસ્તક નીચું થતું નથી, પ્રરંતુ પુત્રી ખરાબ નીકળવાથી સર્વનાશ થાય છે. પુત્રી એ પીયેરમાં રાખવાની વસ્તુ નથી. વળી સ્ત્રીઓનું સર્વસ્વ સ્વામિ છે. વિશેષતઃ આવા સંકટના સમયમાં પુત્રીને તેના પતિથી અલિપ્ત રાખવી યુક્ત નથી. પુરૂષનું મન એકવાર તુટતાં તેને સાંધવું એ સ્હેલું કાર્ય નથી. હું કહેતી હતી કે વિનોદિની જ્યાંસુધી ત્યાં રહેશે ત્યાંસુધી ઉમાને હું મોકલીશ નહિં. કોઇ પ્રકારે પ્રથમ વિનોદિનીને ત્યાંથી બોલાવી લો અને ત્યાર પછી છોકરીને ત્યાં મોકલો. હવે મારા વાત સમજમાં આવી ?"

ડોસો—"વિનોદિનીને શી રીતે બોલાવું ? વળી તેને બોલાવીને અહીંઆં રાખું પણ શી રીતે ? જે સ્ત્રીના ચરિત્ર વિષે એકવાર સંદેહ ઉત્પન્ન થાય તેને ઘરમાં તેડાવીને રાખવી એ પણ ન્યાયસંગત નથી."

ડોસી—"પ્રથમ તેને કોઇપણ પ્રકારે બોલાવો તો ખરા; પછીની વાત પછી થશે. સંસારમાં અનેક પ્રકારનાં માણસો હોય છે. હાથની પાંચે આંગળીઓ શુ સરખી હોય છે ? વિનોદિની તમારી ભાણેજ છે તેને કયાં હાંકી કાઢશો ? તે પોતાના પગ અહબહાર મુકશે તો કોનું મસ્તક નીચું થશે ? તે આપણી ગફલતથીજ મર્યાદારહિત બની ગઇ છે હવે આપણને આપણી મુર્ખતાને માટે પ્રાયશ્ચિત

કરવુંજ પડશે. તે સર્વ પાછળથી થશે; હમણાં તો તમે તેને તેડાવો.’’

ડોસો—“હું તેને શી રીતે તેડાવું? શું હું સ્વયં જઇને બોલાવી લાવું?”

ડોસી—“ધન્ય છે તમારી બુદ્ધિને! તમે સ્વયં જશો તો સર્વ મામલો બગડી જશે. પાપીની મર્યાદા તથા બુદ્ધિને બળાત્કારે નષ્ટ ન કરો. જે પ્રથમ વાર પાપ કરે છે તેને જ્યાં સુધી લજ્જા અને ભય રહે છે ત્યાંસુધી તે મુખ ખોલીને નફટાઇના શબ્દો ઉચ્ચારતો નથી તેમજ દુરાચરણથી પણ દુર રહે છે. વિનોદિની તથા યોગેશ્વરને જ્યારે તમે આંતરિક ભેદ જાણો છો એમ જ્ઞાત થશે ત્યારે નિર્લજ્જ વિનોદિની છચોક વેશ્યાવેડા માંડશે અને યોગેશ્વર પણ તમારા પ્રત્યે રૂષ્ટ થશે. તેનો આ રોષ અંતે ઉમાના શીરપર ઉતરશે. તેમને આ વાત જાણવા દેવી ન જોઇએ કે આપણે સર્વ હકિકત જાણી ગયાં છીએ. પત્ર લખી દો કે મારો પેલો પુરાણો અમ્લપીત્તનો વ્યાધિ પુનઃ લાગુ થયો છે માટે જ્યાં સુધી વિનોદિનીને મોકલશો નહિ ત્યાંસુધી ઉમાને મોકલવામાં નહિ આવે. કારણકે અહીંઆં કામકાજ કોણ કરે? એવો પત્ર પહોંચતાં તમારી અતિ બહાદુર અને પ્રિય વેવાણ પોતાની બહાદુરીની ધ્વજારૂપ વિનોદિનીને અત્રે મોકલી આપશે અને ત્યારપછી ઉમા સાસરે જશે. આ વ્યવસ્થા તો સારી છે ને? એમ કરો કે જેથી કાલે પ્રાતઃકાળમાંજ પત્ર જાય. સ્મરણમાં રહેશે ને? બસ હવે સુઓ.”

# પ્રકરણ ૧૭ મું.



## ગૃહત્યાગ.

કાચના વાસણમાં જે વસ્તુ રાખશો તેનોજ રંગ તે ધારણ કરશે. સ્ત્રી કાચના પાત્ર સમાન છે માટે પુરૂષ યદિ કંચન હોય તો તેના સંસર્ગથી સ્ત્રી પણ કંચન બની જશે. યોગેશ્વર આ સમયે વિનોદિનીનો બની ગયો છે; વિનોદિની યોગેશ્વરના આધારરૂપ કાચપાત્ર છે. યોગેશ્વર યદિ શુદ્ધ કંચન હોત તો વિનોદિની અનાયાસ કંચનરૂપ બની જાત. કિન્તુ આ યથાયોગ્ય કાચ અને કંચનનો સંસર્ગ નથી; યોગેશ્વરે રૂપના મોહમાં પડી, વીલાસલાલસાથી પતિત થઇ વિનોદિનીનો આશ્રય ગ્રહણ કર્યો હતો. યોગેશ્વરે વિનોદિનીના સ્વચ્છ તથા નિર્મળ હૃદયરૂપ કાચના પ્યાલામાં વિલાસનો શોણિતરૂપ મદીરા નાંખ્યો હતો. એટલા માટે વિનોદિનીએ મોહમયી બની યોગેશ્વરને આસક્ત કરી લીધો હતો. વિનોદિની પણ નવીન સુખથી સુખી બની પ્રાયઃ પોતાની જાતને ભુલી ગઇ હતી. વિનોદિની ભુત અને ભવિષ્યની પરવા નહિ રાખતાં વર્તમાનમાં આનંદ ભોગવતી હતી. વિનોદિની માનવી હોવા છતાં તેણે દાનવીનું રૂપ ધારણ કર્યું હતું. કારણ કે તેણે તૃષાતુર બની મદિરાપાન કરવાની આશાથી સર્વસ્વનો ત્યાગ કર્યો હતો.

દુર્ગાદેવી ઉમા પિયેર ગઈ ત્યારથી સુખી નહોતી. ઉમા જ્યારે તેની પાસે હતી ત્યારે વિનોદિની તેની જેટલી સેવા કરતી હતી તેનો શતાંશ પણ તે હવે કરતી નથી. ગ્રહકાર્ય પ્રત્યે પણ હવે તેની પુર્વના જેવી તીવ્ર દ્રષ્ટિ રહેતી નથી. હાલમાં તો દાશદાસીઓ જે કરે છે તેજ થાય છે. પ્રતીત થાય છે કે વિનોદિની એવો વિચાર કરે છે કે હવે તો મારો દિવસ ફર્યો છે; યોગેશ્વર મારા થઇ ગયા છે; હવે તો મારો વિજય છે. તો હવે ડર કોનો? દુર્ગાદેવી ભેદ સમજી ગઈ નહોતી, એમ પણ નહોતું. વિનોદિનીની રીતભાત જોઇ તથા દાસીઓના મુખની વાત સાંભળી તે સર્વ ભેદથી જ્ઞાત થઇ ગઇ હતી. પરંતુ અત્યારસુધી તે મુખ ખોલી યોગેશ્વરને તેના સંબંધમાં કહી શકી નહોતી. તેણે વિચાર કર્યો કે આવી ખરાબ વાત સ્પષ્ટ રીતે અને એકાએક કહેવાથી યોગેશ્વર કદાચિત ક્રુદ્ધ થઇ જશે અને તેને કોઇ અપમાનકારક શબ્દ કહી દેશે. હિંદુ સ્ત્રીઓનો આધાર સ્વામિ અને પુત્રજ હોય છે, દુર્ગાદેવીનો સ્વામિ ગ્રહત્યાગ કરીને ચાલ્યો ગયો છે. પુત્ર કમાનાર અને સ્વાધીન છે. તેનો તે સ્વાધીન અને નિડર પુત્ર માતાની કાંઇ પરવા નહિ કરતાં હિંદુના પવિત્ર ગ્રહસ્થાશ્રમની શિતળ છાયામાં રહી પાપકર્મમાં ડુબી રહ્યો છે. જે પુત્ર પોતાનાજ ઘરમાં માતાની સમક્ષ આવા પાપકર્મમાં લિપ્ત થઇ શકે છે તે પુત્ર માતાની અવજ્ઞા કરી નિત્ય નવીન પાપ સંચિત નહિ કરશે એમ કોણ કહી શકે છે?

દુર્ગાદેવીએ અપમાનના ડરથી આટલા દિવસ પર્યંત મૌન ધારણ કર્યું હતું. તે પોતાની કોટડીનાં બારીબારણાં બંધ કરી સમગ્ર રાત્રિ ઇષ્ટ મંત્ર જપતી અને પોતાના સ્વામિને સ્મરી ખુબ રોતી. અંતે તેણે નિશ્ચય કર્યો કે ઉમાને પીયેરથી તેડાવી મગાવું. તે આવ્યા પછી પોતાને જે ઇષ્ટ લાગશે તે કરશે. અને આથી તેણે પુત્રને કહ્યા વિના ઉમાને તેડાવવાને માટે વેવાઇને ઘેર માણસ મોકલ્યો. વેવાઇ ગિરીશ્ચંદ્રે ઉમાને નહિ મોકલતાં માણસની સાથે એક પત્ર મોકલ્યો. દુર્ગાદેવીએ છ માસ પર્યંત જે અપમાનના ડરથી યોગેશ્વરને કાંઇ કહ્યું નહોતું તે અપમાન આજે સપુત(!) યોગેશ્વરે શ્વસુર તરફથી પત્ર આવતાં કરી નાંખ્યું.

યોગેશ્વર ભોજન કરવા બેઠો છે, કચેરીનો પોશાક નોકર ઠીકઠાક કરી રહ્યો છે, વિનોદિની પીરસે છે. આ સમયે માતા દુર્ગાદેવી હાથમાં પંખો લઇને આવી. યોગેશ્વરે માતાને જોઇ ખાતાં ખાતાં મુખ ફેરવી દીધું, ભ્રમર ચઢાવ્યાં, અને માતાને નિકટ બેસતાં જોઇ શુષ્કતા પુર્વક બોલ્યો “જાઓ, પંખો નાંખવા નું કાંઇ કામ નથી; બહુ પંખો નાંખ્યો છે.”

માતા—“શું દીકરા, મેં કાંઈ તારૂં અનિષ્ટ કર્યું છે ?”

યોગે૦—“મારૂં મસ્તક તમે અવનત કરી દીધું છે. મને કહ્યા વિના તમે માણસ મોકલ્યો, પરંતુ તે લોકોએ

તેને પાછો મોકલ્યો. મને પુછ્યા વિના માણસ મોકલ્યો તેના ફળ રૂપે હવે અપમાન ભોગવો."

માતા—"દીકરા, અપમાન શાનું? વેવાઇ બીમાર છે, મરશે કે બચશે તે કહી શકાય એમ નથી. એક દીકરી ઘરમાં છે તેને હમણાં તેઓ શી રીતે મોકલી શકે? તોપણ તે લોકો મહા સજ્જન છે, તેથી તેમણે જણાવ્યું છે કે વિનોદિનીને મોકલશો તો અમે ઉમાને મોકલી આપીશું. તો પછી એમાં અપમાન શું છે?"

યોગે૦—"આ તે લોકોનું માત્ર એક બહાનું છે. તમે એવાં બુદ્ધિમાન છો કે તેમની વાત સત્ય માનો છો! વિનોદિની શું રસોઇયણ છે કે સર્વત્ર ભાત રાંધ્યા કરશે?"

માતા—"યોગેશ, આ તું શું બોલે છે? વિનોદિની રસોઇયણ છે કે સ્વામિની છે તેની તને શી પડી છે? વિનોદિની વેવાઇની ભાણેજ છે, તેમણે એને આટલા દિવસ પર્યંત પાળીપોષી છે, હાલમાં બિચારી વિનોદિનીની મામી ભારે સંકટમાં આવી પડી છે તેથી તેણે એને તેડાવી છે. તારે એને મોકલવી પડશે. એ શિવાય કાંઇપણ કહેવાનો તને શો અધીકાર છે?"

યોગેશ્વર મનુષ્ય હોત તો માતાનાં આ તિરસ્કારપુર્ણ વચનો સાંભળી પાણી થઇ જાત. પરંતુ તેણે લાલ સાદેવીની વેદિપર મનુષ્યતાનું બલિદાન આપી વિનોદિનીને

પ્રાપ્ત કરી હતી. તેથી તેણે માતાના તિરસ્કારથી લજ્જિત ન થતાં ઉલટો ક્રોધ પ્રકટ કર્યો. તે ગર્જના કરીને બોલ્યો "મામા થવાથી એકદમ મામાકંસ બની જવું યુકત નથી. છેતરીને વિનોદિનીને લઇ જવા માટે આ સર્વ જુઠી•વાતો લખી મોકલી છે. સરકારને જરા પુછાવી તો મંગાવો કે તમને કયો રોગ થયો છે."

માતા—"મુખ સંભાળીને બોલ. મારી સમક્ષ આવી વાત કદિ મુખપર લાવીશ નહિ. યદિ વિનોદિનીને લઇ જવાને માટે આ સર્વ પ્રપંચ રચવામાં આવ્યો છે તો એને મોકલી દેવાથી પંચાત મટે છે. હું આજેજ વિનોદિનીને મોકલી દઉં છું, જોઉં તું શું કરે છે?"

યોગે૦—"નહિ, વિનોદિનીને કોઇપણ પ્રકારે મોકલવામાં નહિ આવે. એ જશે તો મારે માટે રસોઈ કોણ કરશે? તમારી લાડકી વહુ તો હવે રસોડામાં પગ મુકવાની નથી."

ક્રોધથી કંપાયમાન થયેલી દુર્ગાદેવી પોતાના સંપુત (!) પુત્રની આ વાત સાંભળી આત્મસંયમ ન કરી શકી. ક્રોધ ક્ષોભ તથા અપમાનથી પ્રાય: હતબુદ્ધિ બની તે પોતાના એકનાએક પુત્ર પ્રત્યે બોલી "તું મરી જાય તેજ સારૂં છે." અંતે આવા શબ્દો બોલવા માટે પોતાના મનને ઠપકો આપી પુત્રના મંગળની કામના કરી તે બોલી "સારૂં, યોગેશ્વર, આજેજ મને કાશી મોકલી આપ. હું એક ક્ષણ પણ અહીંઆં રહેવાની નથી આ બાર વાગાની ગાડીમાંજ જઇશ."

યોગેશ્વરે આનો કાંઇપણ પ્રત્યુત્તર આપ્યો નહિ. ક્રોધથી કંપતો કંપતો તે થાળી ખસેડીને ઉઠી ગયો. દુર્ગાદેવી અશ્રુ લુછતી કાંઇપણ ખાધાપીધા વિના બીજી સાડી પણ નહિ લેતાં યોગેશ્વરના પાપી ગૃહમાંથી નીકળી ગઈ કોઈ પાડોશીની પાસેથી તેણે પોતાનાં એ ત્રણ અલંકારો મુકી જોઇતા રૂપિયા લઇ લીધા. મહોલ્લાના પુરોહિત પણ તેની સાથે ગયા. યોગેશ્વરે માને પાછી વાળવાનો લેશ પણ પ્રયત્ન કર્યો નહિ. જતી વખત તેણે માતાને પ્રણામ પણ કર્યા નહિ. થાળી ખસેડી નાંખી તે ખાધા પીધા વિના કચેરીમાં ગયો. આખો દિવસ તે કચેરીમાં કામકાજ કરતો રહ્યો, પરંતુ જેવી રીતે તોફાનની મોટી મોટી લહરીઓ એકપછી એક આવીને સમુદ્રગર્ભને હચમચાવી નાંખે છે તેવી રીતે માતાના ગૃહત્યાગથી અનેક વિચારો આવી તેના સ્થિર અને ગંભિર ચિત્તને ડગમગાવી નાંખતા હતા. કિન્તુ તેની સાથેજ વિનોદિનીના સંગસુખના વિચારની તૈલધારા આવીને તેના સમસ્ત ક્ષોભોને શાંત કરી નાંખતી હતી.

યોગેશ્વર, તારી સાંસારિક તૃપ્તિ અને સંતુષ્ટિનો આજ અંતિમ દિવસ છે, તારૂં સર્વસ્વ નષ્ટ થઇ ગયું છે.

---

# પ્રકરણ ૧૮ મું.

---

## ઉમાનું આગમન.

દુર્ગાદેવીએ કાશી પહોંચતાંની સાથેજ એક પત્ર ઉમા સુંદરીપર મોકલ્યો. તે પત્રમાં આ પ્રમાણે ઉલ્લેખ હતોઃ—

"પુત્રી, મારી કાશીમાં નિવાસ કરવાની ઇચ્છા છે. શ્રી વિશ્વનાથની કૃપા હશે તો હું કાશીમાં રહી શકીશ. કાલભૈરવની તાડનાથી યદિ કાશીનો ત્યાગ કરવાની ફરજ પડશે તો કોઇ અન્ય તીર્થમાં નિવાસ કરવાનો પ્રયત્ન કરીશ. હવે હું પુનઃ ઘેર જઇશ નહિ તેમજ યોગેશ્વરનું અન્ન ખાઇશ નહિ. ભગવતી યોગેશ્વરને આનંદમાં રાખો. પુત્રી, તમે જઇને તમારૂં ઘરબાર સંભાળી લેશો; મારો પત્ર પ્રાપ્ત થતાંજ તમે તમારા પિતાને લઇને બાંકીપુર ચાલ્યાં જજો. જો તમે નહિ જશો તો મારા સ્વામિના કુળમાં કલંક લાગશે. પુત્રી, મેં તમારો અપરાધ કર્યો છે. ગૃહની સ્વામિનીએ જે પ્રકારે પોતાના ગૃહની વ્યવસ્થા રાખવી જોઇએ તે પ્રકારે હું વ્યવસ્થા રાખી શકી નથી; મારાજ દોષથી, પુત્રી, તમે આજપર્યંત ભોળી બાલિકા રહ્યાં; મારાજ દોષથી મારા યોગેશને પાપકર્મ કરવાની સંધિ પ્રાપ્ત થઈ; મારાજ દોષથી મારા સ્વામિના પવિત્ર ગૃહમાં

પાપને પ્રવિષ્ટ થવાનો માર્ગ મળ્યો. હું મહા અભાગિની છું. જે દિવસે મને આ પાપકર્મ વિદિત થયું તે દિવસેજ હું મારા પ્રિય પુત્ર યોગેશ્વરને એકલો મુકીને નાશી આવી છું.

પુત્રી, તું સમજી શકે છે કે મારા પ્રાણ ક્યાં છે. આજ પર્યંત મેં તમારામાંથી કોઇને કાંઇ કહ્યું નથી; આજે હું તમને સ્પષ્ટ રીતે કહું છું કે મારા સ્વામિએ જ્યારે ગૃહત્યાગ કર્યો ત્યારે તેમણે મને કહ્યું હતું કે "જ્યારે તમારા જાણવામાં આવે કે આપણા ગૃહમાં પાપનો પ્રવેશ થયો છે ત્યારે તમે તરતજ સર્વનો ત્યાગ કરી કાશીમાં ચાલ્યાં આવજો. યદિ હું તે સમયે જીવંત હઇશ તો તમને અવશ્ય મળીશ." હું જાણું છું કે મારા સ્વામિ મનુષ્ય નથી, પરંતુ દેવતા છે. તેઓ જે જે કહેતા હતા તે સર્વે સત્યજ હતું. મેં વીશ વર્ષ પર્યંત સ્વામિથી વંચિત રહ્યા છતાં સધવાનો વેષ તજ્યો નહિ. મને દ્રઢ વિશ્વાસ છે કે મારા સ્વામી જીવંત છે. આટલા સમય પછી હવે હું તેમનાં દર્શન કરીશ. હું આજ આશાથી કમર કસી મારા યોગેશ્વરનો ત્યાગ કરી કાશી આવી છું. મારી આશા અવશ્ય પુર્ણ થશે. પુત્રી, સ્રીને પુત્ર કરતાં પણ સ્વામિ અધિક પ્રિય હોય છે. સ્રી પુત્રનો ત્યાગ કરી શકે છે, પરંતુ તે પતિનો ત્યાગ કદિપણ કરી શકતી નથી. સ્વામિના દોષથી જેમ સ્રી નષ્ટ થાય છે તેમ પત્નીના દોષથી પતિ પણ

દુષિત થાય છે. સ્વામિના ચારિત્ર્ય પ્રત્યે જે સ્ત્રી સંદેહ કરે તેનું મરી જવુંજ ઉચિત છે. કારણકે હું શ્રદ્ધાપૂર્વક માનું છું કે સતી સ્ત્રી જે દીવસથી સ્વામિને સંદેહની દ્રષ્ટિથી જુએ છે તે દીવસથી સ્વામિભ્રષ્ટ થાય છે.

દીકરી, તું વિનોદિનીનું વર્તન અને યોગેશ્વરની બુદ્ધિની વિકૃતિ જોઇને બહુ ડરી ગઇ હતી અને ભયથી વિહ્વલ બની પીયેર નાસી ગઇ હતી. તેં યદિ મને કાંઈ સ્પષ્ટતાપૂર્વક કહ્યું નહોતું તો પણ તારી રીતભાત જોઇને હું સર્વ કાંઇ સારી રીતે સમજી ગઇ હતી. યદિ તું નાશી ગઇ ન હોત તો મારા ધારવા પ્રમાણે આટલો બધો બખેડો થયો ન હોત. પરંતુ તેને માટે હું તારો દોષ શા માટે કાઢું? આ મારાજ ભાગ્યનો દોષ છે. જો મેં મુર્ખતા કરી ન હોત તો આટલું બધું શા સારૂ થાત? હું તને પુતળીની પેઠે રાખતી હતી, તું સદા આનંદમય મુખથી મારૂં ગૃહ આલ્હાદકારક બનાવી નાચતી કુદતી હતી તે મને બહુ સારૂં લાગતું, તે જોઇ મારી આંખ ઠરતી હતી અને મારા મનના કોડ પરિપુર્ણ થતા હતા. તે સમયે હું એમ ધારતી હતી કે મારા સર્વ દીવસો આ જ પ્રકારે વ્યતીત થશે. તેમજ હું એમ પણ સમજતી કે મારો યોગેશ સદા મારો પ્રિય પુત્ર બની રહેશે. કિન્તુ વિધાતાની ઇચ્છા અન્ય હતી. મારા પવિત્ર ગ્રહસ્થાશ્રમમાં પાપે પ્રવેશ કર્યો તોપછી શું, દીકરી, હું ત્યાં રહી શકું? મારે પરલોકની ચિંતા તો રાખવીજ જોઇએ. મારે મારા

દેવતુલ્ય સ્વામિનો આદેશ તો પરિપુર્ણ કરવોજ જોઇએ. શું કહું, દિકરી, અહીંઆં નાસી આવતાં મને કેટલું દુઃખ થયું છે તે શબ્દોદ્વારા વ્યકત કરવું સર્વથા અસંભવિત છે. હા, તને એક વાત કહી રાખું છું, દીકરી ઉમા, કે આ સમયે યોગેશ મારે માટે ગમે તેવો હો, પરંતુ તે તારો સ્વામિ છે, પતીદેવ છે. તેનું ગૃહ, તેનો આશ્રય તારે માટે સ્વર્ગથી પણ અધિક છે. તારૂં ઇહલોક વા પરલોક સર્વ યોગેશ્વરજ છે, કારણ કે તે તારો ઇષ્ટદેવ છે. તેં સ્વામિના ચારિત્ર્ય વિષે સંદેહ કરી જે પાપ કર્યું હતું તેનું આજ પ્રાયશ્ચિત શરૂ થયું છે. કેટલાક દીવસ સુધી તને આ આગની જવાળા સહન કરવી પડશે તે તો વિશ્વનાથજ જાણે. હા, હું આ તીર્થસ્થાનમાં રહીને તને સદા આશિર્વાદ આપતી રહીશ કે તારૂં દુઃખ શીઘ્ર દુર થાઓ. તું પુનઃ સર્વ પ્રકારે સુખી થઇશ. હા, આટલું તો અવસ્ય છે કે તને કેટલાક દીવસ પર્યંત આ જવાલા સહન કરવીજ પડશે. પરંતુ પુત્રી, તેના ડરથી સ્વામિની સંગત તજીશ નહિ, જવાળાથી વિવ્હળ બની સ્વામિની સેવા કરવામાં ત્રુટિ કરીશ નહિ. આવ મારી દીકરી, ગૃહલક્ષ્મી, મારે ઘેર આવ, યોગેશ્વરની પાસે રહી મારૂં સાંસારિક સુખ વૃદ્ધિંગત કર. હવે તારો મેળાપ થશે નહિ; ચિતામાં બળતી વખત પુનઃ તારા મુખચંદ્રનું સ્મિત જોઇ સુખી થવાની આશા નથી. યદિ મારૂં પુણ્ય હશે તો હું મરતી વખત સ્વામિનાં દર્શન કરી કૃતાર્થ થઇશ. તે સમયે તમે ઉભય મારી

બાજુમાં આવીને ઉભાં થશો. હું તમો ઉભયનું યુગલ જોઇને કૃતાર્થ થઇશ અને સુખે મરીશ; આજ મારો અંત છે. મારા દ્રોષથી મારી સ્થાપીત કરેલી દુકાન બજારના સમયેજ ઉડી ગઈ."

• •

ઉમાને આ અપૂર્વ પત્ર પ્રાપ્ત થયો; તે વાંચીને તે અલ્પ સમય પર્યંત અવાક્ રહી, અને પછી એકાએક રોઇ પડી. રોતાં રોતાં તેણે પુનઃ એકવાર તે પત્ર વાંચ્યો અને અંતે તેણે તે પત્ર પોતાના પિતા ગિરીશ્ચંદ્રને આપ્યો. વૃદ્ધ, વિશાળ જ્ઞાન ધરાવનાર ગિરીશ્ચંદ્ર પણ પત્ર વાંચી વ્યાકુલ થયા અને ઉમાને બોલાવીને કહ્યું "તો હવે ચાલ, દીકરી, તને આજેજ બાંકીપુર પહોંચાડી દઉં." ઉમાની વૃદ્ધ માતાએ પણ આવીને સ્વામિના મુખથી સર્વ હકિકત સાંભળી; ઉમાની પાસે પત્ર વંચાવી પુનઃ સર્વ હેવાલ સારી રીતે જાણી લીધો. અંતે તે બોલી "ચોર નાશી ગયા પછી અકકલ આવે છે! અરે અભાગિણી! કાચ તુટી ગયા પછી શું સાંધી શકાય છે? ધારો કે જમાઇરાજ પુનઃ સુધરી જશે, પરંતુ ઉમા સમક્ષ તેની આંખ સદા અવનત રહેશે અને ઉમા પણ સદા સ્વામિની સમક્ષ અપરાધિનીની પેઠે દબાતી રહેશે; હવે એમનો ગ્રહસ્થાશ્રમ સુખી થવો સર્વથા અશકય છે. દુર્ભાગ્ય આપણાં! મેં તે વખતે ડોસાને કહ્યું હતું કે અનાથ (પિતૃહીન) છોકરાની સાથે ઉમાનાં લગ્ન ના કરો; તેમ કરવાથી ઉમા કદિ સુખી થવાની

નથી. સ્ત્રીને જેમ સ્વામિનું મૃત્યુ થતાં ચિરદુઃખિની વિધવાનો સાજ સજવો પડે છે તેવી રીતે દુષ્ટ પુરૂષને પાલવે બંધાવાથી પણ તેનાં ઇહલોક પરલોક ઉભય નષ્ટ થઇ જાય છે. જે છોકરાનો પિતા મૃત્યુ પામે છે અથવા ગૃહત્યાગ કરીને ચાલ્યો જાય છે તે ભ્રષ્ટ થઇ જાય છે. તે પોતાને મોટો માણસ સમજી પોતાની બડાઇ હાંકતો ફરેછે. ડોસાએ તે વખતે મારી વાત પ્રત્યે ધ્યાન આપ્યું નહિ તેનાં ફળ હવે ભોગવવાં પડેછે. ગરીબની વાત સમય વ્યતીત થઇ ગયા પછીજ સારી જણાય છે. ખેર, હવે તે સંબંધી વિચાર કરવો વ્યર્થ છે. ઉમાના ભાગ્યમાં જે લખ્યું હશે તે થશે. માત પિતા સારૂં ઘર જોઇ દીકરીનું લગ્ન કરે છે, સારો વર જોઇ કન્યાદાન કરે છે, પરંતુ તેનું ભાગ્ય કાંઇ બદલી શકતાં નથી. જે થવાનું હોય છે તે થાય છેજ. હવે ઉમાને બાંકીપુર પહોંચાડી દેવામાંજ કલ્યાણ છે: આ બાબતપર હવે અધિક તર્કવિતર્ક કરવો વ્યર્થ છે.”

ઉમાએ માતપિતાના મુખથી એકજ પ્રકારની વાત સાંભળી કંઇક વિષાદ યુક્ત હાસ્ય કર્યું. તેણે વિચાર કર્યો કે ‘જે ભાગ્યમાં લખ્યું હશે તે થશે; પરંતુ મારે માટે તો સ્વામિનાં દર્શન થશે તેજ બહુ છે. વળી સાસુજીની પણ એવીજ આજ્ઞા છે. જે સ્ત્રીઓના સ્વામિ દારૂડીઆ અથવા રંડીબાજ હોય છે તેઓ શું સાંજે દીપક પ્રદીપ્ત નથી કરતી? પતિ ગૃહનું સર્વસ્વ છે અને પત્ની ગૃહની લક્ષ્મી છે. તોપછી મારે મારાં કર્મો શા માટે મૂકી

દેવાં? મારે બે પુત્રો છે તેમના ભાવી સુખની ચિંતા પણ મારે રાખવી જોઇએ. મારે તેમનું સારી રીતે પાલનપોષણ કરવું જોઇએ. હાલમાં મારા સ્વામિ મોહિની મંત્રથી મુગ્ધ થયા છે તેથી શું મારે મારો ગ્રહસ્થાશ્રમ છોડી દેવો? તેમ કદિ પણ બનશે નહિ. મારે મારે ઘેર જવુંજ જોઇએ. યદિ મારે સ્વામિના ઘરમાં દાસીની પેઠે રહી કાળ નિર્ગમન કરવો પડે તોપણ મારે ત્યાં રહેવું જોઇએ. યદિ મારા ઉભય પુત્રોનું હું સ્વામિના ધનથી પાલન પોષણ કરી શકું અને તેમને શિક્ષણ અપાવી શકું તો તે પણ મારે માટે અભિમાનાસ્પદ થઇ પડશે. પરંતુ પિયેરમાં રહી મારા પિતાના ધનથી તેમ કરવાથી તેટલી પ્રતિષ્ઠા રહેશે નહિ.'

તેજ દિવસે ઉમા પિતાની સાથે બાંકીપુર તરફ રવાના થઇ અને બીજે દીવસે પ્રાતઃકાળમાં ત્યાં જઇ પહોંચી.

ઉમાએ જાણીજોઇને આગમાં ભુસકો માર્યો, પરંતુ તેના પ્રભાવથી તે પ્રચંડ અગ્નિ પણ શિતળ થઇ ગયો.



# પ્રકરણ ૧૯ મું.



## પ્રત્યાવર્તન.

દિવસના દશ વાગી ગયા છે; આજે વરિષ્ઠ અધિકારી તપાસ કરવાને માટે કચેરીમાં આવનાર છે, એટલા માટે યોગેશ્વરને નિયત સમયથી કાંઇક વ્હેલા કચેરીમાં જવાનું છે. યોગેશ્વર ભોજન કરવા બેઠો છે, વિનોદિની ભોજન પિરસી રહી છે. જયેષ્ઠ કુમાર પિતાથી કાંઇક દુર હટી ચોરની પેઠે ખાવા બેઠો છે. જ્યારથી તેની પિતામહી કાશી ગઇ છે ત્યારથી તેની સંભાળ લેનાર અને તેને લાડ લડાવનાર કોઇ નથી. તે એક ખુણામાં બેસી ગુપચુપ ખાય છે અને સમય થતાં નિશાળે જાય છે. જેની જીદથી આખું ઘર કંપી ઉઠતું હતું, જેના આદરને માટે સ્વયં યોગેશ્વર આકુળવ્યાકુળ થઇ જતો હતો તેજ લાડકો પુત્ર આજે માતપીતા વિદ્યમાન હોવા છતાં આ પ્રકારે મુક બનીને બેસી રહેછે, પિતાને કોઇ દુઃખની વાત કહેતો નથી, માસી વિનોદિનીની પાસે કોઇ ચીજ માગીને ખાતો નથી, વસ્ત્રો અને જોડા ફાટી ગયા છતાં તેમની પાસે નવીન માગવાની તેની હિમ્મત થતી નથી. હવે તેના મુખપર પૂર્વના જેવું હાસ્ય પણ જણાતું નથી. પિતા પુત્ર ભોજન કરવા બેઠા છે. વિનોદિની અતિ નાજનખરાંથી યોગેશ્વરને ભોજન કરાવી રહી છે. "આ ખાઓ, મેં આ વાની પરમ પ્રેમથી બનાવી છે." આ

પ્રકારે આગ્રહ કરી વિનોદિની યોગેશ્વરને ભાતભાતની વાનીઓ જમાડી રહી છે. જો થાળીમાં કાંઈ બચતું તો તે અતિ અનાદરપૂર્વક તેને બાળકની થાળીમાં ફેંકી ચાલી જતી. વિનોદિની હવે ગૃહકાર્યોપર પણ પૂર્વનાં જેટલું ધ્યાન આપતી નથી. તે હવે ગૃહનો પ્રબંધ પણ સારી રીતે ચલાવતી નથી. પૂર્વે કરતાં હવે દરમાસે બમણો ખર્ચ થાય છે. હવે વિનોદિની પૂર્વીય વિનોદિની નથી; હમણાં તે રસમયી, વિલાસમયી બની ગઇ છે; કિંબહુના હવે તેને પિશાચિની કહેવી જોઇએ.

યોગેશ્વરે દુધ પીવાને માટે પ્યાલો ઉઠાવ્યો કે તરતજ દ્વારપર એક ભાડાની ગાડી આવીને ઉભી રહી. ગાડીનો ખડખડાટ સાંભળી જ્યેષ્ઠ કુમાર હાથ મ્હોં ધોયા વિનાજ "માં આવી" એમ કહેતો દોડયો. બાળકના આ શબ્દો સાંભળી યોગેશ્વર સ્તબ્ધ થઈ ગયો અને તેના હાથમાંનો પ્યાલો હાથમાંજ રહી ગયો. રસોડાના દ્વાર પર વિનોદિની ઉભી હતી. તેનું ગુલાબી મુખારવિંદ આ શબ્દો સાંભળી પીળું પડી ગયું. એકાએક વજ્રપાત થવાથી પણ કદિ આવી નિઃસ્તબ્ધતા પ્રસરી નહિ હોય–ઘરનાં સર્વ માણસો સ્તબ્ધ થઇ ગયાં છે. દાસ દાસીઓ નિઃશબ્દ છે. ગાય, વાછરડાં પણ શાંત છે.

ખરેખાત ઉમા સુંદરી આવી પહોચી. તેની સાથે તેનો પિતા ગિરીશ્ચંદ્ર છે; ઉમાની ગોદમાં આઠ મહિનાનો નાનો બાળક છે અને એક બીજી ગાડીમાં સર

સામાન લાદેલો છે. ગિરીશબાબુના ઇસારાથી નોકરો તથા ખાનસામાઓએ સરસામાન ઉતાર્યો અને તેને બહારના દાલાનમાં ગોઠવીને મુકયો. ગાડીવાનને ભાડું આપી ગિરીશબાબુએ પોતાના જયેષ્ઠ દૌહિત્રનો હાથ પકડયો અને ઉમાની ગોદમાંથી નાના બાળકને પોતાની ગોદમાં લઇ યોગેશ્વરના મકાનમાં પ્રવેશ કર્યો. ઉમા પણ ધીમે ધીમે તેની પાછળ ગઇ. ઘરમાં આવી ઉભય ઉભાં રહ્યાં. મોટો છોકરો અપ્રક્ષાલિત હસ્ત દ્વારા માતાની સાડી પકડી પિતા યોગેશ્વર તરફ જોઇ બોલી ઉઠયો "બાપાજી, મારી મા આવી, મારો નાનો ભાઇ પણ આવ્યો છે, અને તેમની સાથે મારા મમ્માવા પણ આવ્યા છે. બાપાજી, જુઓ, જુઓ, અહા, કેવી સુખની વાત છે!" એમ કહી તે માતાની પ્રદક્ષિણા કરી નાચવા લાગ્યો તથા કોઇકોઇ વાર તેના જમણા હાથની ચુડી બજાવી ઉછળવા લાગ્યો. તેની શુષ્ક તથા ઉંડી પેસી ગયલી આંખોમાંથી અશ્રુધારા પ્રવાહિત થવા લાગી. આ થોડા મહીનામાં મોટો છોકરો સુખદુઃખનો ભેદ સમજી ગયો છે. હવે તે ડાહ્યા છોકરાની પેઠે રોતાં પણ શીખ્યો છે. તેની આંખમાંથી આનંદાશ્રુ વહેતાં હતાં; કારણ કે તેને હવે કોઇ વાતની ચિંતા નથી. તેની માતા આવી પહોંચી છે. યોગેશ્વર હવે ભોજનાસનપર અધિક વાર સુધી બેસી શકયો નહિ; તે દુધનો પ્યાલો ભુમીપર મુકી ઉઠીને ઉભો થયો. તેણે હાથ મુખ ધોઇ તેમને લુછ્યા વિનાજ શ્વસુર પાસે આવી તેમને પ્રણામ કર્યાં અને રૂદ્ધ

કંઠથી તોતડાતાં તોતડાતાં પરમ કષ્ટપૂર્વક કહ્યું "મારે આજે હમણાંજ કચેરીમાં જવું પડશે. હું આવું ત્યાં સુધી આપ ભોજનાદિથી નિવૃત્ત થઇ વિશ્રામ કરો." બસ, જેમ તેમ આટલું કહી તે મસ્તક નમાવી મકાનની બહાર નીકળી ગયો. તેણે નાના બાળકને ગોદમાં પણ ન લીધો અને ઉમા પ્રતિ એક દ્રષ્ટિપાત પણ ન કર્યો.

આટલા સમયમાં વિનોદિની બહુ સાવધાન બની; તેણે પોતાના મનને સારી રીતે અંકુશમાં લીધું. અતિ શ્રમ પૂર્વક તે ધીમે ધીમે પોતાના મામાની પાસે આવવા લાગી. હવે તેનામાં પૂર્વવત સ્થિરતા નથી. તે બહુ સંભાળીને ચાલે છે તો પણ પદે પદે તેના સર્વાંગમાંથી અપૂર્વ વિલાસિતાની લહરિ ઉછળી પડેછે. વિનોદિની જાણતી હતી કે આવી નજાકતના ભારથી દબાયલી દેહ સહિત, પાનથી રંગાયેલા રહેતા ઓષ્ઠો સહિત, ચંચળ વક્ર નયનો સહિત મામાની સમક્ષ જવું ઉચિત નથી. તે જાણતી હતી કે જે વિનોદિનીને ગિરીશ્ચંદ્રે પાષાણપ્રતિમા કહી દીર્ઘ કાળથી પરમ પ્રેમપુર્વક ઉછેરી હતી તેજ વિનોદિની આજે પ્રીતિની ધુળમાં પરિલિપ્ત થઈ, વાસનાસક્ત બની સૌભાગ્ય વાયુની લહરિ ખાતી તેની સમક્ષ જાય છે. આવી દશામાં તે ભલા મામાની સન્મુખ શી રીતે જઈ શકે? અને બાજુમાં જે સુંદરી ઘુંઘટથી મુખ ઢાંકી પિપલપત્રની પેઠે કંપાયમાન થઈ રહી છે તેની સામે પણ આવી સ્થિતિમાં શી રીતે જઇ શકાય? કિંતુ ગયા

વિના ગત્યંતર નહોતું ! લોકો શું કહેશે? મામા પોતાના મનમાં શું વિચાર કરશે ? દાસદાસીઓ શું બોલશે? નિરૂપાય વિનોદિનીએ મંદ પગલે આગળ વધી મામાની પાસે આવી તેમને પ્રણામ કર્યા; નાના બાળકને ગોદમાં લેવા માંડયો, પરંતુ ગિરિશ્ચંદ્રે તેને આપ્યો નહિ અને કાંઇ પણ બોલ્યા વિના પોતાની દીકરી ઉમાનો હાથ પકડી ઓટલા ઉપર ચાલ્યા ગયા.

ઉમા સૌથી પ્રથમ એક વાર પોતાના દીવાનખાના તરફ ગઇ અને દ્વારપરથીજ તેમાંનો સરસમાન, ટેબલ ખુરસી, પોતાની તસ્વીર, પલંગ, વળગણી, આલમારી, પેટી પ્રભૃતિ સર્વ વસ્તુઓ જોઇ લીધી તે જોઇ શીઘ્રતાથી પાછી ફરીને દાલાનમાં આવી એક સ્થળે પાષાણની પેઠે બેસી ગઈ. તેની મોટી મોટી ઉભય આંખોમાંથી અશ્રુ ધારા પ્રવાહિત થવા લાગી. વક્ષસ્થળ પરનું વસ્ત્ર ભીંજાઈ ગયું અને તેમાંથી ટપકતાં અશ્રબિંદુઓથી ભુમી ભીની બની ગઈ. જયેષ્ઠ કુમાર માતાનું વર્તન જોઇ અત્યાર સુધી તો મૌન રહ્યો, પરંતુ હવે માતાની આંખોમાંથી અશ્રુ વહેતાં જોઈ તેણે પણ પોતાના ઉભય નયનોમાંથી અશ્રુ સારવાનો પ્રારંભ કર્યો. પરંતુ તે મુક્તાપૂર્વક રોઇ શકયો નહિ. તે માતાનું ગળું પકડી તેના મુખ માથે મુખ મેળવી "મા, મા" કહેતો ઉચ્ચ સ્વરે રોવા લાગ્યો.

ગિરીશબાબુએ પોતાના આગમનની ખબર અહીંઆં પ્રથમથી મોકલી નહોતી; તેથી તેમને માટે ભોજન તૈયાર નહોતું. ઉમા ન્હાઇ ધોઇ સ્વયં પાકશાળામાં ગઇ અને તેણે પોતાના હાથથી પિતાને માટે રસોઈ તૈયાર કરી. દોઢ વાગતાં ગિરિશબાબુ પુજા–પાઠથી નિવૃત્ત થઇ ભોજન કરવા બેઠા; જયેષ્ઠ કુમાર પણ તેમની સાથે પુનઃ જમવા બેઠો. જમતાં જમતાં તે બોલી ઉઠયો "પિતાજી, (ઉમા તેમને 'પિતાજી' કહેતી તેથી તે પણ તેમને એજ સંજ્ઞાથી બોલાવતો) માની બતાવેલી રસોઇ આટલી મીઠી કેમ લાગે છે? માસીનું બનાવેલું શાક અતિ તીખું શા માટે હોય છે?" ઉમા પાસેજ બેઠી હતી; તે પુત્ર પ્રત્યે બોલી "બેટા એવી વાત બોલીશ નહિ, કારણકે તે તારી માશી છે, માતા સમાન છે." અસ્તુ, જમ્યા પછી પ્રાયઃ તૃતીય પ્રહર પર્યંત સકળે વિશ્રામ કર્યો.



# પ્રકરણ ૨૦ મું.

―――:―――

## સ્વામિ દર્શન.

સંધ્યા સમયે યોગેશ્વર ઓફીસથી પાછો ફર્યો. આજે ઉમાએ સર્વ બંદોબસ્ત પોતાની જાતે કરી રાખ્યો છે. જ્યાં નિત્ય ધોતીઉં, ટુવાલ અને પાણી રાખવામાં આવતાં હતાં તેજ સ્થળે તેણે એ સર્વ વસ્તુઓ રાખી છે. નવ માસ પૂર્વે જ્યારે વિનોદિની અહીંઆં નહોતી અને દુર્ગાદેવી ગૃહની સ્વામિની હતી તે સમયે જે પ્રકારે ઉમા સ્વામિનાં કપડાં લત્તાં રાખતી હતી તેજ પ્રકારે પુનઃ આજે વસ્ત્રાદિ રાખવામાં આવ્યાં છે. ઉમાએ સ્વહસ્તે પાનનું બીડું બનાવ્યું છે, પોતાના હાથે પલંગ બીછાવી પાણીનો લોટો ભરીને મુકયો છે. આજે ઉમાએ કોઇ દાસદાસીને કાંઇ કામ કરવા દીધું નથી.

યોગેશ્વર હાથ મુખ ધોઇ વસ્ત્રો બદલી પોતાના દિવાનખાનામાં આવ્યો; આવતાંની સાથેજ તે ત્યાંની સજાવટ જોઇ ચકિત થયો; પરંતુ તે પોતાની આંતર વૃત્તિને રોકી કાંઇ પણ બોલ્યા વિના પલંગપર બેઠો. તે લોટો ઉઠાવી પાણી પીવા જતો હતો એવામાં દ્વાર તરફ કોઇનાં પગલાંનો ધ્વનિ સંભળાયો. તે તેજ પુરાણો ચિર–પરીચિત શબ્દ હતો; તે તેજ મૃદુ પગલાંનો અસ્ફુટ અને અવ્યક્ત ધ્વનિ સંભળાયો. યોગેશ્વર તે શબ્દ

સાંભળતાંજ ચોંકી ઉઠ્યો; ચકિત નેત્રાથી યોગેશ્વરે એક રંગીન સાડીનો પાલવ જોયો; તત્પશ્ચાત મેંદીથી રંગેલી અંગુલિઓ દ્રગ્ગોચર થઇ; તે તેને અનિમિષ નેત્રે જોવા લાગ્યો—જાણે તે કોણ છે તે જાણવાને માટે તે તે તરફ દ્રષ્ટિપાત કરી રહ્યો છે. એટલામાં નીલવર્ણ સાડીથી આવૃત્ત થયેલી કનકલતાની પેઠે ધીમે ધીમે કંપાયમાન થતાં થતાં ઉમા.સુંદરીએ દીવાનખાનામાં પ્રવેશ કર્યો. યોગેશ્વર પાણી પીતો અટકયો. ઉમાએ દીવાનખાનામાં પ્રવેશ કર્યા પછી પ્રથમ દ્વાર તથા સર્વ બારીઓ બંધ કરી દીધી અને ત્યાર પછી પોતાનો ઘુંઘટ ખોલ્યો. તેનો ઘુંઘટ ખુલતાંજ એક ચમત્કારિક પ્રભા દીવાનખાનામાં પ્રસરી ગઈ. યોગેશ્વરે ઘણા દીવસોથી આ જ્યોતિ જોઈ નહોતી; તે જોતાંજ તે પુનઃ ચોંકી ઉઠ્યો.

હસમુખી ઉમાએ હાસ્ય કરી તથા આંખોમાં આનંદાશ્રુ લાવી, સાડીનો છેડો ગળામાં લપેટી, હાથ જોડી, પોતાનું મસ્તક યોગેશ્વરના શ્રીચરણોમાં મુકી તેને પ્રણામ કર્યા. યોગેશ્વર પલંગ પરથી ઉતર્યો અને બહાર જવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ ઉમા માર્ગ ઘેરીને ઉભી રહી. યોગેશ્વર ભારે મુંઝવણમાં પડયો. સન્મુખ વિકસિત કમળ સદૃશ એક પ્રફુલ્લિત મુખ છે અને હૃદયમાં અસ્તાચળમાં જતા પુર્ણચંદ્ર સમાન અન્ય મુખ વર્તમાન છે; એક મુખદ્વારા સદા દિવ્ય જ્યોતિનો ચોતરફ પ્રસાર થાય છે અને અન્ય મુખની પ્રભા ઉત્તરોત્તર ક્ષીણ થતી જાય છે. યોગેશ્વરે એક વાર હૃદયમાં એક ચિત્ર જોયું;

બીજીજ ક્ષણે તેણે આંખ ખોલી દિવાનખાનામાં જોયું તો તેને પ્રતીત થયું કે બીજું ચિત્ર વિકસિત કમળની પેઠે સ્નેહથી પ્રફુલ્લિત થઇ તેની સામેજ વિરાજમાન છે. યોગેશ્વર, કયું મુખ સુંદર છે? પ્રાતઃકાલીન વાયુથી ખરી પડેલા પુષ્પ સદૃશ અંદરનું મુખ સુંદર છે કે બહારનું મોહક, પ્રભાપુર્ણ ચંદ્રવત્ નીલામ્બર વેષ્ટિત મુખ સુંદર છે? યોગેશ્વર હસી પડયો. તે પોતાનાં મન સાથેના વાદવિવાદમાં પરાસ્ત થયો, તે પુનઃ પલંગપર બેઠો.

ઉમા સ્વામિના પલંગ પાસે આવીને ઉભી રહી અને મંદ સ્મિત કરી બોલી "ધન્ય છે! આપ મુક કયારથી થઇ ગયા છો? યદિ દાસીએ કાંઈ અપરાધ કર્યો હોય તો ક્ષમા કરો. આપના પ્રિય બાળકને ગોદમાં લઇને આવી છું, આપના ગ્રહમાં મને પણ થોડી જગ્યા મળવી જોઇએ."

યોગે૦—"તમને જોઇનેજ મુક બની ગયો છું. તમને જોઇને મને માનું સ્મરણ થઇ આવ્યું છે. તમને જોઇને પિતાની વાત પણ યાદ આવી છે. આજે તમને જોઇને સર્વે વાતો મારા સ્મૃતિ પટ પર ઉભરાઇ આવી છે. આ સમયે શું કાંઇ મારાથી બોલી શકાય એમ છે? ઠીક, કહો તો ખરાં, તમે આવાં કેમ થઈ ગયાં છો?"

ઉમા—"હું કેવી થઇ ગઈ છું? તમારીજ આંખો તો નથી બદલાઈ ગઇ? જે થવાનું હતું તે થઇ ચુકયું. હવે બે ત્રણ મહિનાની રજા લઇ ચાલો કાશી જઇએ

અને માતાજીનાં દર્શન કરીએ. માતાના ચરણમાં મસ્તક મુકવાથી સર્વે જ્વાળાઓ શાંત થઇ જશે."

યોગે૦—"તમે સત્યજ કહ્યું. હું યદિ માને જોઇશ નહિ તો ગાંડો બની જઇશ. હું આજેજ રજાને માટે અરજ કરીશ. પરંતુ શું તમે પણ મારી સાથે ચાલશો? તમારૂં અટ્ટહાસ્ય હવે રહ્યું નથી. અને તમારામાં પુર્વે જે હતું તેમાંનું કાંઇપણ હવે રહ્યું નથી. તે છતાં શું તમે મારી સાથે કાશી આવવાને ઉદ્યત છો?"

ઉમા—"તમે જ્યાં જશો ત્યાં હું પણ આવીશ. તમે પણ હવે પુર્વવત્ પાલવ પકડી ખેંચતાણ કરતા નથી! તમે હવે મને ચીઢવતા નથી! મારા કેશની લટો ખોલી મનરંજન નથી કરતા! તોપછી ભલા હું હવે શા માટે હાસ્ય કરૂં? જે દિવસે હું અહીંથી વિદાય થઇ પિયર ગઈ તે દિવસે હું કહેતી ગઈ હતી કે હું હવે તમારી સાથે ધુળ માટીથી રમત રમીશ નહિ. તમે મારા સ્વામિ, દેવતા અને સેવ્ય છો. હું હવે ઠોકર ખાઇને સાવધ બની છું. હું હવે ઘરની સ્વામિની છું."

યોગે૦—"મારા જેવા મહાભ્રષ્ટ ગૃહસ્વામિની ગ્રહિણી બનતાં તમને કષ્ટ નથી થતું?"

ઉમા—"દાંતનો એક ટુકડો નીકળી જવાથી જીવ્હાની અણી છોલાઈ જાય છે અથવા કપાઇ જાય છે. તોપણ જીવ્હા બિચારી તે દાંતની આસપાસ સદા રહે છે.

કોમળ જીવ્હા તે ભગ્ન દાંતની નિકટ રહી પોતે ક્ષત વિક્ષત થાય છે, પરંતુ તેનાથી અલિપ્ત થતી નથી. તેનો એજ ધર્મ છે. આપ દાંત રૂપ છો, હું જીવ્હા રૂપ છું. ભાગ્ય દોષથી દાંતનો એક ભાગ તુટી ગયો છે અને તે તીક્ષ્ણ ધારવાળો બની ગયો છે. પરંતુ જીવ્હા તેના સંસ્પર્શથી શતધા છિન્ન થવા છતાં પોતાનું સ્થાન છોડી શકતી નથી; ભગ્ન દંતની નિકટ તે અહોનિશ રહેશે. મારી માએ મને આજ ઉપદેશ આપીને આપની પાસે મોકલી છે. હું માતાના બોધનો મર્મ સારી રીતે સમજી ગઈ છું, તો પછી મને દુઃખ શાનું ?"

યોગે૦—"આ થોડા દીવસોમાંજ તમે આ સર્વ શીખી ગયાં ? પરંતુ સમજાવવાની વાતો ગમે તેટલી કહો તોપણ આ છ મહીનાની ઘટના હું તો કદી પણ વિસરનાર નથી. હું હવે સર્વ કાંઈ સમજી ગયો છું, હવે હું જાણે દિવ્ય આંખોથી સર્વ કાંઈ જોઇ રહ્યો છું. કહો, હવે મારે શું કરવું?"

ઉમા—"પિતાજી મને સદા કહ્યા કરતા હતા કે જગંદબાની અપાર કૃપાથી જગતમાં એક વિસ્મૃતિ ગુણ છે, તેનાજ બળથી મનુષ્ય સ્વસ્થ રહે છે અને સૃષ્ટિની રક્ષા થાય છે. જે થવાનું છે તે લાખો પ્રયત્નોથી પણ અટકે એમ નથી-તે થઈ જાય છે. કિંતુ જે થાય છે તે જો સદા મનુષ્યના સ્મરણપટપર તાજું રહ્યા કરે તો મનુષ્યને માટે સંસારમાં રહેવું કઠિન થઈ પડે. સુખ દુઃખ પાપ

પુણ્ય સંસારમાં ચક્રના આરાની પેઠે આવ્યા ગા કરે છે. સાક્ષાત ઇશ્વરજ માત્ર એવો છે કે જેની ઉપર આ પરિવર્તનની અસર થતી નથી અથવા જે સદા તેની ઉપેક્ષા કરી શકે છે. તમે મારા સ્વામિ છો, સંસારમાં મારૂં સર્વસ્વ છો, ઇહલોક તથા પરલોકમાં મારૂં સર્વસ્વ છો. તમારી પાસે રહી મારે રોષ, ક્ષોભ તથા ભયને આધીન થવાની કાંઇપણ આવશ્યકતા નથી. તમારી સજ્જનતા, દુર્જનતા, કાર્યાકાર્યની આલોચના કરવાને મને અધિકાર નથી. કેવળ તમારી સેવા કરવાને મને અધિકાર છે. હું સેવા કરીશ અને ચાતકની પેઠે તમારા મુખ તરફ જોતી રહીશ. ભલાઈ બુરાઇને વિચાર કરનારી હું કોણુ? અને તમારે પણુ દુ:ખી થવાનું શું પ્રયોજન? ઉભય બાળકાને ગોદમાં લો, રમાઓ અને યદિ ઇચ્છા હોય તો પૂર્વવત્ મારી સાથે હસો, ખેલો, ઝઘડો કરો."

યોગે૦—"તમે તો સ્વર્ગની દેવીની પેઠે વાર્તાલાપ કરતાં શીખી ગયાં છો. હું પ્રથમ તો બહુ ડરી ગયો હતો કે તમે કોણુ જાણે કેટલું રડશો, કકળશો, મને કેટલો શરમીંદો બનાવશો, મને કોણુ જાણે કેટલી ગાળો દેશો, અને કોણુ જાણે શું શું કરશો. એ ડરથીજ હું આજે તમે આવ્યાં કે તત્ક્ષણુ ઓરીસે નાસી ગયો હતો. પરંતુ હમણાં તમારી વાતચીત સાંભળી તથા તમારૂં વર્તન જોઈ મારી લજ્જા દુર થઇ ગઈ છે, મારો ભય નષ્ટ થયો છે અને મારા સમસ્ત સંકલ્પવિકલ્પો નિવૃત્ત

થયા છે. તમારો વ્યવહાર જોઇ મારૂં ચિત્ત શાંત થયું છે. ભલા, આ સર્વ વાતો તમે શી રીતે શીખ્યાં ?"

ઉમા—"સંકટના વમળમાં નાંખી ઇશ્વરજ મનુષ્યને સર્વ શીખવે છે. મનુષ્ય સંસારની ભાતભાતની ઠોકર ખાઇને શિક્ષણ ગ્રહણ ન કરે તો તે અન્યથા કાંઇપણ શીખતો નથી. ભલા, તમારી લજ્જા દુર થઇ, તમારો ભય દુર થયો પરંતુ તમે મારી સાથે ઝંગડો તકરાર કરી નહિ; મનરંજનને માટે મારા કેશની લટો તો ખોલી નહિ."

યોગેશ્વરના શુષ્ક મુખ પર ઉમાના આ શબ્દોથી હાસ્યની એક પાતળી રેખા ઉત્પન્ન થઇ. તેણે ઉમાનો હાથ ગ્રહણ કર્યો.

"ઉમા, તારા સમાન સુલક્ષણી નારી પ્રત્યેક ગૃહમાં શા માટે હોતી નથી?"



# પ્રકરણ ૨૧ મું.



## મસલત.

બીજે દીવસે પરોઢીયામાં ઉમા ભગવાનનું નામ લેતી ઉઠી. આ સમયે યોગેશ્વરે અર્ધી મીંચાયેલી અને અર્ધનિદ્રિત આંખો સહિત ઊમાનો પાલવ પકડીને ખેંચ્યો અને કહ્યું "ઉભાં રહો, તમારી સાથે એક મસલત કરવી છે."

ઉમા—"પ્રાત:કાળમાંજ શી મસલત કરશો?"

યોગે૦—"હું કેટલા દીવસની રજા લઉં? શું અત્રેથી મુકામ ઉઠાવીનેજ જવાનો વિચાર રાખ્યો છે? ત્રણ માસની રજા માગવાથી જ્યારે રજા પુર્ણ થશે ત્યારે અન્યત્ર બદલી થશે. માટે વિચાર કરીને કામ કરવું જોઇએ."

ઉમા—"હા, અત્રેથી મુકામ ઉઠાવવોજ સારો છે. આ ઘરની સાથે દુ:ખની સ્મૃતિ વળગેલી છે. પ્રતીત થાય છે કે આ ઘર પણ છોડવું જોઇએ અને આ જીલ્લાનો પણ ત્યાગ કરવો જોઇએ. ઘરમાં જે સર-સામાન છે તેમાંથી સાથે લેવા લાયક જે વસ્તુઓ હોય અને જે આગગાડીમાં સસ્તા ભાડાથી લઇ જઇ શકાય તેજ માત્ર સાથે લઈ લઈશું. શેષ સર્વ વસ્તુઓ વેચી નાંખીશું. પિતાજીની સલાહ લઇને કામ કરીશું."

યોગે૦—"અને વિ–નો–દિ–ની–ને શું બંદોબસ્ત કરીશું?"

ઉમા—"તેની ચિંતા કરવાનું તમને કાંઇ પ્રયોજન નથી. તેના સંબંધમાં હું જે ઉચિત લાગશે તે કરીશ. પરંતુ આટલા ભયપુર્વક અને ધીમે ધીમે જીજીનું નામ લેવાનું શું પ્રયોજન છે? છટ, મારી આગળ આટલો બધો સંકોચ?"

યોગે૦—"સંકોચનું કારણ છે. યદિ મા મારો ત્યાગ કરીને ચાલી ન જાત અને તું મારો આટલો આદર ન કરત, સહાસ્ય મુખથી આ પાપીને અપનાવત નહિ તો હું કોણ જાણે શું કરત? કોણ જાણે શું થઇ જાત? કયા શબ્દોથી અને કેવી રીતે મારા મનનો ભાવ તમને સમજાવું તે હું સમજી શકતો નથી."

યોગે૦—"ઉમા, તમે તમારા ફુટેલા સૌભાગ્યપાત્રને તમારા પવિત્ર પુણ્ય સરોવરમાં ઉતારવાનો વૃથા પ્રયત્ન મા કરો. જે પાપપંકમાં તે ડુબ્યું છે તેમાંજ તે ભલે પડયું રહે."

ઉમા—"મારૂં એ પાત્ર માટીનું નથી, કે તેને એક વાર ચિરાઇ યા તુટી જવાથી સાંધી ન શકાય. એ મારૂં સુવર્ણનું પાત્ર છે. મારૂં પાત્ર ચિરાઇ ગયું છે કે ફાટી ગયું છે તેની ચિંતા તમારે કરવાની જરૂર નથી, તેની ચિંતા મને છે."

યોગે૦—"ઉમા, વ્હાલી ઉમા, કહેતાં લજ્જા ઉત્પન્ન થાય છે, પરંતુ કહ્યા વિના રહી પણ શકાતું નથી. મને ક્ષમા કરો. યદિ તમે મારો અપરાધ લક્ષ્યમાં ન લો તો હું કહું. મને મહા પાપી ગણી મારો અનાદર કરશો નહિ. જો આ સમયે તમારા તરફથી મને અનાદર પ્રાપ્ત થશે તો હું બચીશ નહિ. હું તમને કહીશ, નહિ કહીશ તોપણ હવે અધિક દિવસ વાત ગુપ્ત રહેશે નહિ."

ઉમા—"તમારે જે કાંઇ કહેવું હોય તે કહો. મારા કાન છે, હું શ્રવણ કરીશ; કિંતુ સ્મરણમાં રાખજો કે શ્રીમતી ઉમાસુંદરી મહાપાપીની સહધર્મિણી નથી, તેનો સ્વામિ સ્વર્ગનો દુર્લભ દેવતા છે. પુનઃ યદિ આ સર્વ પાપની વાતો મુખપર લાવ્યા તો હું તમારી વિરુદ્ધ ચક્રવર્તિ ડેપ્યુટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં ફરિયાદ કરીશ."

યોગે૦—"ક્ષમા કરો, હું હવે આ સર્વ સ્વચ્છંદી વાતો નહિ કરૂં. કિંતુ સાંભળો, મને લાગે છે કે વિનોદ ગર્ભવતી છે, તેનો ઉપાય શો થશે?"

"શું કહો છો?" એમ કહીને ઉમા કંપી ઉઠી. બન્ને હાથ મસ્તકપર મુકી તે કેટલીક વાર સુધી વિચાર નિમગ્ન રહી. નીશાની કુમુદિનીની પેઠે તેનું મુખ સંપુટિત થઇ ગયું. ઉમા મૌનપુર્વક થોડી વાર સુધી રોતી રહી. અંતે આત્મસંયમ કરી અશ્રુ લુછી તે બોલી "શું જીજીને પણ એ વાતની ખબર પડી છે?'

યોગે૦—"તમારી જીજીને અત્યાર સુધી એ વાતની લેશ પણ ચિંતા નહોતી; કિંતુ હવે તમે આવ્યાં છો તેથી તે તે વિષેની ચિંતામાં પડી હોય તો કોણ જાણે. તમને કયાં સુધી કહું? વિનોદિની કુબુદ્ધિ બની મારી સાથે વ્યવહાર કરતી હતી. લોકલજ્જા કે ભય તો તેનામાં લેશ પણ નહોતો. મેં આજ પર્યંત એવી ઉન્માદિની સ્ત્રી કદાપિ જોઇ નથી."

ઉમા—"કોઇ પણ સ્ત્રી દિવાની બન્યા શિવાય એવું કામ કરતી નથી. ગમે તે ગાંડી હો કે કાંઇપણ હો, પરંતુ તેને સંભાળવી તો આપણેજ પડશે—ભગવાન નીલકંઠની પેઠે એ વિષનો ઘુંટડો આપણેજ પીવો પડશે. જીજીને પણ આપણી સાથે કાશી લઇ જઇશું."

યોગે૦—"શું બોલો છો? તે પવિત્ર તીર્થક્ષેત્રમાં માતાની સમક્ષ વિનોદિનીને શી રીતે લઇ જઇશું? તેણે મારી સાથે ગમે તેવું વર્તન રાખ્યું હશે, પરંતુ મારા જ્યેષ્ઠ પુત્રનો તેણે લેશ પણ આદર કર્યો નથી તેનું શું?"

ઉમા—"બસ, એ સર્વ વાતો હવે મુખપર ન લાવો. જે થવાનું હતું તે થઇ ચુક્યું. જે ભાગ્યમાં લખ્યું હશે તે થશે."

# પ્રકરણ ૨૨ મું.

## વ્યથાની કથા.

સમસ્ત પ્રાતઃકાર્યોથી નિવૃત્ત થઈ ઉમા રસોડામાં ગઇ. સ્વામિ, પુત્રાદિ સર્વને માટે તેણે સ્વહસ્તે રસોઇ બનાવી અને સંર્વને પોતાની જાતે પિરંસી ભોંજન કરાવ્યું. ઉમાની આગતાસ્વાગતાથી આજે સર્વ. સંતુષ્ટ અને પરિતૃપ્ત થયાં.

યોગેશ્વર પુનઃ પૂર્વવત ભોજન પશ્ચાત્ પાન ખાવા બેઠા; પેલોજ પુરાણો હુકકો અને પેલોજ જૂનો તંબાકુ તેની સેવામાં હાજર હતો, અને પૂર્વવત્ કુંડલાકાર ધુમ્ર ઝરૂખાની પાસે ભ્રમણ કરતો પુનઃ હવામાં ભળી જવા લાગ્યો. તેજ સુખમય હાસ્ય અને પેલીજ પુરાણી પરિતૃપ્તિ! આજે યોગેશ્વરના ગૃહમાં પૂર્વવત ઠાઠમાઠ તથા સજાવટ દષ્ટિગોચર થઈ; કિંતુ હવે પ્રથમના જેવો હાસ્ય વિનોદ નથી, તથા યુવતી ઉમાસુંદરી તેની પાસે રહેતી નથી. દીર્ઘ કાળની આદત હોવાથી તે વારંવાર આવીને સ્વામિને જોઇ તો જાય છે. પરંતુ હવે તે રિસાતી નથી, કે હાસ્ય કરતી નથી, કે ઝઘડો કરતી નથી.

આ સમયે ઉમાનું મુખ પુર્ણિમાના ચંદ્ર સમાન જણાય છે. સર્વ કલાઓ અને પૂર્ણ પ્રભાથી યુકત પૂર્ણિમાનો ચંદ્રમા સદા કલંકિત હોય છે. જો ચંદ્રમાં કલંક

ન હોત તો રૂપથી વિમૂખ બનેલા મનુષ્યો આમ અનિમિષ નયનથી તેની તરફ કદિ જોત નહિ. ચંદ્રનું કલંકજ તેનું સૌંદર્ય છે. તેમાં કલંક છે. તેથીજ તેની ધવલ કાન્તિનો આટલો આદર છે, અને ચંદ્રિકાનું આટલું ગૌરવ છે. કેટલાક લોકો પ્રતિપદાનાં ચંદ્રનાં દર્શન કરવાને આતુર હોય છે. કેટલાક કવિઓ પ્રતિપદાના ચંદ્રનું વર્ણન કરવાને ઉન્મત્ત હોય છે. કિંતુ પ્રતિપદાનો ચંદ્ર નિષ્કલંક અને નિર્મલ છે.

આઠ માસ પૂર્વે ઉમાની મુખકાંતિ પ્રતિપદાના ચંદ્રની પેઠે નિષ્કલંક, નિર્મલ અને મૃદુ હતી; તે મુખપ્રભાને જોઇને યોગેશ્વર દીવાનો પણ બન્યો નહોતો, અને સંસારને ભુલી પણ ગયો નહોતો. પરંતુ વિનોદિનીના પ્રખર રૂપરૂપી દામિનીએ અલ્પ સમય પર્યંત યોગેશ્વરને મોહાંધકારમાં વિભ્રાન્ત કરી રાખ્યો હતો. સંસારની દશા શી છે તે હવે ઉમા સમજી ગઈ છે. આ સમયે ઉમાએ ગુમાવેલી સંપત્તિ પુનઃ પ્રાપ્ત કરી છે એટલા માટે વિજ્ઞતાજનિત વિષાદની છાયા નીરંતર તેના મુખને આચ્છન્ન કરી રાખે છે. જાણે પ્રતિપદાની પ્રભા આ સમયે પુર્ણ ચંદ્રની પ્રભામાં પરિણત થઈ ગઇ છે. વિષાદ ગાંભિર્ય રૂપી કલંકે ઉમાના મુખ લાવણ્યને પુર્ણતામાં પરિણત કરી દીધું છે. એટલા માટે ઉમાનું મુખ પુર્ણ ચંદ્ર સદૃશ પ્રતીત થાય છે.

યોગેશ્વર કચેરીમાં ગયો તે પુર્વે ઉમા એકવાર મુખપરનો પ્રસ્વેદ લુછતી લુછતી શયનાગારમાં આવી;

યોગેશ્વર તે સમયે કોટને બટન લગાવતો હતો. ઉમાને જોતાંજ તે બોલ્યો. "મારાં આ બટનો તો ઘાલી આપો."

ચુલાના તાપથી આરકત બનેલા મુખ મંડલને અધિક રકત બનાવી ઉમા બોલી "હમણાં હું તમને સ્પર્શ કરીશ નહિ. હમણાં મેં રસોડાની અસ્પર્શ્ય સાડી પહેરેલી છે. પિતાજી હજી જમ્યા નથી, બાળકો પણ ભુખ્યા છે, રસોડામાંથી નિવૃત્ત થતાં મને હજી ઘણી વાર છે. તે સમયે તો માતાજી હતાં, તેઓ સર્વ વ્યવસ્થા કરી દેતાં હતાં. હમણાં હું અનાચાર કરી શકતી નથી. એમ કરવાથી ગાર્હસ્થ્ય-ધર્મનું અપમાન અને ગૃહસ્થાશ્રમનો અનાદર થશે."

યોગેશ્વર ઉમાના મુખથી આ શબ્દો સાંભળી કાંઇક હસ્યો, અને કાંઇક રોયો પણ ખરો. આ સમયે તેના મુખપર હાસ્ય ને આંખોમાં અશ્રુ છે. ઉમાનું નવીન ગૃહિણીત્વ જોઇ આનંદનું હાસ્ય તેના ઓષ્ઠો પર વિલસી રહ્યું, અને માનું સ્મરણ થવાથી પશ્ચાતાપની જવાલાથી તેનું હૃદય પીગળી ગયું અને તેની આંખોમાં અશ્રુ આવ્યાં. ઉમા સ્વામિની દશા જોઇ વસ્તુસ્થિતિ સમજી ગઈ પરંતુ રખેને કદાચ પોતાનાથી પણ આત્મ-સંયમ કરી ન શકાય એવા ડરથી તે તત્ક્ષણ બોલી ઉઠી "જે વાત તમને કહેવાને આવી હતી તે તમને કહી નથી. તે કહેવી તો ભુલીજ ગઇ. આજે શું તમે રજા માગવાના છો? આજે નહિ માગશો. એટલી શીઘ્રતા કરવાની કાંઇ આવશ્યકતા નથી. હું

આજે પિતાજીને અત્રે બે દિવસ વિશેષ થોભવાને કહીશ. પછી જેવો સર્વનો અભિપ્રાય હશે તેમ કરવામાં આવશે." યોગેશ્વર કાંઇક લજ્જીત થઇને બોલ્યો "તમે જેમ કહેશો તેમ કરીશ. પરંતુ શુભ કાર્યમાં વિલંબ કરવો શું ઉચિત છે?" ઉમા દ્વાર તરફ હઠી આવી; રસોડામાંના હળદર અને તેલથી મલીન બનેલા ટુવાલને પરમ સાવધાનીથી પકડી ધીમે ધીમે તે બોલી "શુભ અને અશુભ કાર્ય શું છે તેનો પ્રથમ નિર્ણય કરવો જોઇએ, ત્યાર પછીજ તેની વ્યવસ્થા થઇ શકે. પ્રથમ સારી રીતે જોઇ લઉં, સાંભળી લઉં, સમજી લઉં, ત્યાર પછી શું કરવું તેનો નિશ્ચય કરીશ." એમ કહી ઉમા શીઘ્રતાપુર્વક ત્યાંથી ચાલી ગઇ. યોગેશ્વર ચિંતિત મુખમુદ્રા સહિત કચેરીમાં ગયો.

આજે એકાદશી છે; અને વિનોદિની આજે નિર્જલ ઉપવાસ કરવાની છે; અને તેથીજ તે આજે પોતાની કોટડીમાં ભુમી પર સાડી પાથરીને સુતી છે. ઉમા ભોજનાદિથી નિવૃત્ત થઇ બપોર પશ્ચાત્ વિનોદિનીની કોટડીમાં આવી. કોટડીમાં પ્રવેશ કરતાંજ તેણે ધીમેથી દ્વારની સાંકળ ચઢાવી દીધી અને કાંઇ પણ અવાજ કર્યા વિના વિનોદિનીની પાસે જઇ ભુમિ પર બેસી તેની પીઠપર હાથ મુકયો. ઉમાના હસ્તસ્પર્શથી વિનોદિનીનું સર્વાંગ કંપાયમાન થઇ ઉઠયું, અને તે ધીમે ધીમે ઉઠીને બેઠી. તેની દેહમાં ગર્ભનાં સર્વ લક્ષણો સ્પષ્ટ રીતે દ્રષ્ટિગોચર થતાં હતાં; તેથી હવે ઉમાને

કાંઇ પ્રશ્ન પૂછવાની આવશ્યકતા પડી નહિ. વિનોદિની બેઠી બેઠી ઉમાના મુખ તરફ ઘણી વાર સુધી અનિમિષ નેત્રે જોતી રહી. અંતે તે રોઇ પડી; સાડીના પાલવથી પોતાનું મુખ ઢાંકી તે ખુબ રોવા લાગી. તેની સાથે સાથે ઉમા પણું રોવા લાગી. પ્રાયઃ અર્ધી ઘડી થઇ ત્યાંસુધી ઉભય ભગિનીઓ મળી રોતી રહી. જ્યારે ઉભયનો બોજો અશ્રુદ્વારા કાંઇક બહાર નીકળી ગયો ત્યારે તેઓ કાંઇક સ્વસ્થ બની દીર્ઘશ્વાસ લઇ મુખ આંખ સાફ કરી સુસ્થિર થઈ બેઠી. વિનોદિની ઘણી વાર સુધી નિઃશબ્દ બેસી રહી. અંતે તે દીર્ઘ નિઃશ્વાસ નાંખી ઉમાના મુખ તરફ જોઇ બોલી "શું થશે બ્હેન?"

ઉમા પરમ કષ્ટપૂર્વક ધીમે ધીમે બોલી "જે ભાગ્યમાં લખ્યું હશે તે થશે. ભાગ્ય વ્યતિરિકત ઇતર કોઇ પથ તો છેજ નહિ, બ્હેન. હા, આ સમયે જે કર્તવ્ય છે તેજ આપણે કરવું પડશે. કલેજાં પર પત્થર રાખી સર્વ કરવું પડશે."

વિનોદિની આ શબ્દ સાંભળી પુનઃ રોઈ પડી; પછી તે ગદ્‌ગદ્ સ્વરે બોલી "તો શું મને ઘરમાંથી કાઢી મુકશો? હું કયાં જઇશ? હું મારૂં બળ્યું મોઢું મામાની સમક્ષ તો લઇ જઇ શકીશ નહિ. હું આ કાળું મોઢું લઇ એકલી સંસારમાં શી રીતે વિચરીશ અને કયાં ઉભી રહીશ?"

ઉમાએ વિનોદિનીનું મુખ પોતાના જમણા હાથથી

બંધ કરી ડાબા હાથથી તેને ગળે વળગી કહ્યું "છટ, એમ બોલીશ નહિ. ભલા તું જશે કયાં? આ ઘરમાં યદિ મને એક મુઠી ચોખા મળશે તો આપણે ઉભય વ્હેનો તેં વ્હેંચીને ખાઇશું. હું તને કયાંય જવા દેનાર નથી."

વિનોદિનીએ પોતાની આંખોમાંથી અશ્રુ લુછી પોતાના ગળામાંથી ઉમાનો હાથ ધીમેથી ઉઠાવી ઉત્સુકતા પૂર્વક તેની તરફ જોઇ કહ્યું "હા વ્હેન, એ સર્વ થશે, પરંતુ સમાજ? સમાજ તો તમારી નિંદા કરશે, તમને બહિષ્કૃત કરશે. આ અભાગિનીને માટે તમે આટલું કષ્ટ શા માટે સહન કરશો?"

ઉમા—"તું મારી વ્હેન છે. તારે માટે અમે સર્વ કાંઈ સહન કરીશું. મારા સ્વામિ તારો આદર કરે છે અને એ આદરને લીધેજ તારી આવી દશા થઈ છે. ભલા તને હું મારાથી કદિ અલિપ્ત કરી શકું?"

વિનોદિની—"વ્હેન, હું કલંકિની છું, દાનવી છું, મેંજ તમારા સુખ કુંજમાં આગ લગાડી છે, તે આગથી મારૂં ભાગ્ય પણ બળી ગયું છે અને તમારો પણ નાશ થયો છે. આ દશામાં શું હું દયાને પાત્ર છું? વ્હેન, આ કાળી નાગણને તમે શી રીતે પોષશો?"

ઉમા—"છટ, છટ, એવી વાત કદિ મુખપર લાવીશ નહિ, વ્હેન. મારા ઉભય બાલકો જીવંત રહો, મારા

સ્વામિ ચિરંજીવ બનો. મારો નાશ કરનાર કોણ છે? હું તેમનો ત્યાગ કરી ગઈ હતી તેથી તેમણે તને પ્રાપ્ત કરી હતી. હવે હું આવી એટલે સૌ મારૂંજ થઈ ગયું છે. તારા કલંકના સંબંધમાં જગત ગમે તેમ બોલે, પરંતુ હું તને મારા ઘરમાંથી કાઢી મુકનાર નથી. મારા સ્વામિનું સંતાન તારા ગર્ભમાં છે, ભલા આવી દશામાં હું તને ઘર બહાર કાઢી શકું? મારા સ્વામિના હુક્કાને તો હું દિવસમાં ત્રણ વાર સાફ કરૂં છું, તો તું કે જે તેમના આટલા પ્રેમનું, આટલા આદરનું પાત્ર છે, તેને હું કોઇ પણ પ્રકારે કષ્ટ આપી શકું? બ્હેન, પાપ પુણ્યનો વિચાર કરવાનો મારો અધિકાર નથી. મારા સ્વામિ જે કરે તે સારૂંજ છે. બસ, આટલીજ વાત હું જાણું છું. આટલા દિવસ સુધી હું આ વાત જાણુતી નહોતી, અને તેથીજ મને આટલું કષ્ટ ભોગવવું પડયું છે."

વિનોદિની ઉમાના મુખથી આ પ્રકારની ઉદારતાભરી અપૂર્વ વાણી સાંભળી કેટલીક વાર સુધી આશ્ચર્યચકિત નેત્રોથી તેની તરફ જોઇ રહી. તે હતજ્ઞાન અને વિહ્વલ બની હતી.

ઉમા—"કેમ, આ પ્રકારે મારી તરફ કેમ જોઇ રહી છે? તેઓ આજે યદિ આજ્ઞા આપે તો આજે તને સોળે શૃંગારથી સજી રાતે તેમના શયનગૃહમાં મોકલવાને તૈયાર છું. કારણ કે તેમની ઇચ્છા એજ મારી ઇચ્છા છે—અને તેમના સુખમાંજ મને સુખ છે. ઇશ્વરકૃપાથી મને જે કાંઇ પ્રાપ્ત છે તે સવ તો મારી પાસે રહેશેજ.

ઘરબાર, સ્વામિ, પુત્ર, ગૃહસ્થાશ્રમનાં ધર્મ, કર્મ, એ સર્વ મારે તો રહેશેજ. હુંજ ગૃહમાં સાયંકાળનો દીપક પ્રદીપ્ત કરીશ, હુંજ મારી કુલલક્ષ્મીની પૂજા કરીશ, અને બાલકોના માંગલ્યને માટે કુલ દેવતાઓની આરાધના કરીશ અને હુંજ મારા શ્વસુરના વંશની રક્ષા કરીશ. મને સર્વ વસ્તુઓ પ્રાપ્ત છે અને સર્વ વસ્તુઓ કાયમ રહેશે. બ્હેન, મને શું દુઃખ છે? પુરૂષોના અનેક પ્રકારના વિચાર રહે છે, અને તેમના ચિત્તરંજનને માટે અનેક સામગ્રીઓ રહે છે. હું એમ સમજીશ કે મારા સ્વામિના મનરંજનનું તું એક સાધન છે. યદિ ઇશ્વર મને દુઃખી ન કરે તો મનુષ્યોનો શું અધિકાર છે કે તે મને દુઃખી કરી શકે? મારા શ્વસુરનાં સત્કર્મો છે, મારી સાસુનો શુભાશિર્વાદ છે તો પછી મને દુઃખી બનાવી શકે એવું કોણ છે?"

ઉમાના આ શબ્દો શ્રવણ કરી વિનોદિની બાલકવત ડુસ્કાં ભરીભરીને રોવા લાગી. તેને રોતી જોઇ ઉમાની આંખોમાં પણ અશ્રુ ભરાઇ આવ્યાં. અશ્રુએ પ્રથમ ગાલથી કંઠ અને પછી કંઠથી વક્ષસ્થલ પર્યંત સર્વ જગ્યા ભીંજવી દીધી. થોડી વાર સુધી રોદન કરી ઉમા પુનઃ બોલી "બ્હેન, પુષ્કળ ઠોકરો ખાઇને હું હવે આ સર્વ વાતો સમજવા લાગી છું. તો પણ કોણ જાણે કેમ કોઇ કોઈ વાર મન ઉત્તેજિત થઈ ઉઠે છે— સ્વભાવ દોષથી મન પાગલ બની જાય છે. પરંતુ જો હું પાગલ બનું તો મારૂં ઘર નષ્ટ થઈ જાય; સારા

પ્રિય પુત્રો ક્યાં ઉભા રહે? એટલા માટે નિરૂપાયે મારે સ્વસ્થ રહેવું પડે છે. હું તો હાલમાં આ સંસારમાં એકલી નથી. મારા બે પુત્રો છે અને મને તેમનીજ ચિંતા વિશેષ છે. મારા જેવી મા બનવું એ કેટલું કઠિન કાર્ય છે તે ભલા તું શી રીતે સમજી શકે?"

વિનોદિની—"ઉમા, તું કહે છે કે હું કલંકિની નથી. વળી તું કહે છે કે મેં કોઇ પાપ કર્યું નથી. આ બે વાતોથી તેં મારો નરકનો માર્ગ બંધ કરી દીધો છે. સત્ય કહેવામાં શું હરકત છે? હું યોગેશ્વરને અત્યંત ચાહું છું. મારી માન્યતા પ્રમાણે તો હું યોગેશ્વરને તારા કરતાં પણ અધિક ચાહું છું. હું તેમના પ્રેમના ઉમંગમાં સર્વ ભુલી જઇ સર્વનો ત્યાગ કરી તેમના પગ તળે આળોટી પડી હતી. હું નાદાન તો નથીજ; સ્ત્રી જાતિને આવા મોટા કલંકને માટે કેટલું બધું મૂલ્ય આપવું પડે છે તે હું સારી રીતે સમજું છું. શું હું જાણતી નથી કે મારા કલંકની વાત એક વાર ફેલાઈ જવાથી સમાજ મને બહિષ્કૃત કરશે અને મારે નરકયાતના ભોગવવી પડશે? હું સર્વ કાંઈ જાણતી હતી; તો પણ જાણી જોઇને મેં યોગેશ્વરને મારૂં સર્વસ્વ અર્પણ કરી દીધું છે. તેમના પ્રેમમાં હું પાગલ બની ગઇ હતી. તારા આગમનથી મારી તે પાગલપણાની નિદ્રા ભગ્ન થઇ ગઇ છે. હવે હું સચેત બની પશ્ચાતાપની

જ્વાલાથી અસ્થિર થઇ ગઇ છું. આ જો, અફીણ સુદ્ધાં મેં તૈયાર કરી રાખ્યું છે. કિંતુ બ્હેન, તારી મીઠી મીઠી વાતો સાંભળી મને પુનઃ આશા ઉત્પન્ન થઈ છે—મને પુનઃ જીવંત રહેવાની ઇચ્છા અને તેમને જોતા રહેવાની લાલસા ઉત્પન્ન થઇ છે. તારા જેવી વાત મેં કદિ સાંભળી નથી; આ દેવતાના જેવી વાત કરતાં તને કોણે શીખવ્યું, બ્હેન?"

ઉમા—"જે દેવોનો દેવ મારા પુત્રોનું કલ્યાણ કરે છે તેણેજ મને આવી બુદ્ધિ આપી છે. પરંતુ બ્હેન, અફીણની દાબડી મને આપી દે. છટ, છટ, મનુષ્ય કદિ આવું કામ કરે? આત્મહત્યા કરવી એ અતિ મોટું પાપ છે. કેવલ આત્મહત્યાજ કેમ? તેની સાથે બીજા પણ એક જીવની હત્યા–બાલહત્યા થશે. બ્હેન, એવું કામ કરીશ નહિ; તને મારા કસમ છે."

વિનોદિની—" કસમ ખાવાની શી જરૂર છે? તને દુઃખ દેવામાં મેં શું ત્રુટિ રાખી છે? ઠીક, હવે એ સર્વ વાતો રહેવા દો. હવે હું મારા પ્રાણ બચાવીને પણ શું કરીશ? ગમે તો પુત્ર થાઓ કે પુત્રી, પરંતુ તે તો મારા કલંકનું એક અધિક ચિન્હ થશે. આ કલંકની કાળી પતાકાની છાયામાં રહી મારૂં સંતાન શું ઓછું કલંકિત બનશે? જે દુઃખ લખ્યું હોય તે મારેજ ભોગવવું જોઇએ. હું મારા દુર્ભાગ્યનો બીજો સાથી શા માટે બનાવું? હું પોતે દુર્ભાગ્ય ભોગવતી શીઘ્ર મારા

પ્રાણ ત્યજીશ. પ્રાણત્યાગ કર્યા પુર્વે તેમનાં દર્શન એક વાર અવશ્ય કરીશ."

ઉમા—"બ્હેન, વિધાતાના મનમાં જે હશે તે થશે. વિધાતાની કૃતિની સ્તુતિ નિંદા કરવાનો અધિકાર આપણને નથી. આ સર્વ વાતો હવે રહેવા દો. આજની રાતને માટે તને નિમંત્રણ કરવાના આશયથીજ હું આવી હતી. તેમ ની સાથે આજે તારો મેળાપ કરાવી આપવાનો પ્રબંધ હું અવશ્ય કરીશ."

---

## પ્રકરણ ૨૩ મું.

---

## ઉમાની બહાદુરી.

સંધ્યાનો સમય છે, યોગેશ્વર ઑફીસેથી આવ્યો છે. તે ઉમાનું બનાવેલું ભોજન જમી નિત્ય નિયમાનુસાર નાના બાળકને ગોદમાં લઇ પોતાના શયનગૃહમાં ગયો. ઉમા સ્વામિની થાળીમાં ભોજન કરી, હાથ મુખ ધોઇ, પાન ખાતી ખાતી સ્વામિની પાસે ગઈ. તેજ ચંચલ કટાક્ષ અને તેજ રસમાધુર્યથી કંપતી દેહવલ્લરીના લાવણ્ય સહિત તે માન તથા ગર્વ પૂર્વક સ્વામીની પાસે જઇ બેઠી. પ્રથમ કામ તેણે એ કર્યું કે સ્વામિના હુક્કાની નેળ તેના મુખમાંથી કાઢી નાંખી. બીજું કામ એ કર્યું કે તેની

હડપચી પકડી તેના મુખમાં પાનનાં બે ત્રણ બીડાં ઘોંચી દીધાં. આ બે કામો સમાપ્ત કરી ઉમાસુંદરી અતિ નાજનખરાંથી, અતિ હાવભાવથી બોલી "મારી એક વાત સાંભળશો ?"

યોગેશ્વરે સ્મિત કરી ઉમાના મુખપર ચુંબન કર્યું અને પછી કહ્યું "ભલા તમારી વાત ન સાંભળું ? તમારી વાત સાંભળવાને માટે તો હું સદા પ્રસ્તુત રહું છું. તમે જે કહેશો તે હું કરીશ."

ઉમા—"નહિ, નહિ, પ્રથમ મારી વાતનો પ્રતિવાદ કરો. પછી તમારી સાથે ઝઘડો કરતી વખત મારી બહાદુરી જુઓ. જો એમ નહિ કરશો તો મને મારી બહાદુરી દર્શાવવાની સંધિ શી રીતે મળશે ?"

યોગે૦—"તમારી બહાદુરીએજ મારા જેવા હતભાગીને મનુષ્ય બનાવ્યો છે, તમારી બહાદુરીએજ મારા જેવા સ્વામિને સુખી બનાવ્યો છે. શું એ તમારી બહાદુરી નથી ?"

ઉમા—"એ સર્વ વાતો તમારી રહેવા દો, એ સર્વ વાતોથી ઝઘડો કરી શકાતો નથી, એ વાતોથી યદિ થોડી વાર સુધી ઝઘડો કરી શકાય તો પણ અંતે એનું પરિણામ બુરૂં આવવાનો સંભવ છે. હું એ સર્વ વાતોને માટે ઝઘડો કરવાની નથી. મારી વાત સાંભળશો કે નહિ એનો "હા" અથવા "ના" ઉત્તર આપો; એ શિવાય કોઇ પણ ઉત્તર હું સાંભળવા માગતી નથી."

યોગે૦—"એવી કયી વાત છે કે જેને હું સાંભળી નથી શકતો?"

ઉમા—"ઠીક, હું કહું છું તે સાંભળો. હું એમ કહું છું કે હું આજ રાત્રે વિનોદિની જીજીને તમારા શયનગૃહમાં મોકલીશ. બોલો, શું કહો છો? તમે સમ્મત છો કે નહિ?"

થોડી વાર સુધી તો યોગેશ્વર મૌન ધારણ કરી રહ્યો; પરંતુ તત્પશ્ચાત્ ધીમે ધીમે બોલ્યો "નહિ, એમ કરશો નહિ, હું હવે કદાપિ તેને મળીશ નહિ."

ઉમા—"નહિ તમારે વિનોદિનીને મળવુંજ પડશે."

યોગે૦—"નહિ, મારાથી તેમ નહિ બને. હું તેનું મુખ જોવા માગતો નથી, તેને અન્ય સ્થાને મોકલી દો."

ઉમા—"વાહ આપ પૂરેપૂરા સાધુ કયારથી બની ગયા? સો સો ચુઆ ખાય કે બિલાઇ બેઠી તપકો! આપનો આ દુરાગ્રહ છોડો; હું આજે તેને તમારી પાસે અવશ્ય મોકલીશ અને હું બાળકોને લઇને આ પાસેના ઓરડામાં સુઇશ."

યોગે૦—"હું હાથ જોડીને કહું છું કે મારાથી તમારી આ દરખાસ્તનો સ્વિકાર થઈ શકતો નથી. બળેલા પર મીઠું નહિ છાંટો. હવે ઠઠ્ઠામશ્કરીનો ત્યાગ કરો. દીર્ઘ કાળે તમે પ્રાપ્ત થયાં છો, હવે હું તમને છોડી અન્યની સાથે કદાપિ રહી શકતો નથી."

ઉમા—"આ વાતને શું આપ મશ્કરી સમજો છો? એ મશ્કરી નથી, હું સત્ય વાતજ કહું છું. આજે તમારે જીજીની સાથે રહેવું પડશે. તમને મારા કસમ, તમે મારી આ માગણી અવશ્ય સ્વિકારો."

યોગે૦—"હું તેનું મુખ સુદ્ધાં જોઈ શકતો નથી. હવે મને અધિક આગ્રહ ન કરો."

ઉમા—"કેમ, આટલા દિવસ પર્યંત તેનું મુખ શા માટે જોતા હતા? હવે શું એક દિવસ તેના મનની ઇચ્છા પરિપુર્ણ ન કરી શકો?"

યોગે—"નહિ, નહિ, હવે નહિ! હું તેને મળવા કરતાં મરવું અધિક પસંદ કરૂં છું."

ઉમા--"આખરે તો તમે પુરૂષજ ને! તેનું સર્વસ્વ નષ્ટ કરી, તેનું ઇહલોક અને પરલોક માટીમાં મેળવી, તેને કલંકિત કરી શું હવે તેને લાત મારશો? તેણે તમારે માટે શું નથી કર્યું? જુઓ, તેણે તમને સ્ત્રીઓનું અમુલ્ય સર્વસ્વ અર્પણ કરી દીધું; શ્વસુરના તથા પિતાના ગૃહમાં કલંક લગાડી દીધું; તમારા રૂપના મોહમાં પડી પોતાનું સર્વ નષ્ટ કરી દીધું. હવે તમે તેને લત્તાપ્રહાર કરોછો અને અપમાન તથા તિરસ્કારનાં સાગરમાં ધકેલી દો છો. પુરૂષો આમજ કરે છે! હું છ માસ પશ્ચાત્ મારા પિતાના ઘરથી નવી બનીને આવી છું, તેથી હમણાં સારો આદરસત્કાર અધિક છે--મારાપર અધિક

પ્રેમ દર્શાવવામાં આવે છે. પરંતુ જો મારી આ માગણી નહિ સ્વિકારો તો મને તમારા આદરની સ્પૃહા નથી. આ સમયે આ૦ સર્વ આપની મરદાનગી અલગ રાખો; હમણાં હું જે કહું છું તેજ તમારે કરવું પડશે."

યોગે૦—"તું શું ગાંડીબાંડી થઈ છું? જે કહે છે તે સમજીને કહે છે કે એમજ જીવ્હારૂપી કાતર ચલાવી જાય છે? વિનોદિની તારી બ્હેન હોવા છતાં તારી સાથે તેણે કેવો વ્યવહાર ચલાવ્યો છે તે તું જાણે છે? મોટા છોકરા તરફ નજર ઉઠાવીને જો, એ છોકરો કેવો હતો અને કેવો થઈ ગયો છે? મનુષ્ય વાનરની પેઠે એક વાર ભુલથી અગ્નિમાં હાથ નાંખે છે; પરંતુ શું વારંવાર તેમ કરશે? હવે હું કદિ પણ વિનોદિનીનું મુખ જોઇશ નહિ."

ઉમા—"જીજી બિચારી શું કરવાની હતી? જે કરવું હતું તેતો તમેજ કરી નાંખ્યું છે. મોટા છોકરાની આ દુર્દશાનું મુળ કારણ પણ તમેજ છો. પિતા હોવા છતાં આટલા સમય પર્યંત પુત્રની તરફ આંખ બંધ કરીને કેમ બેઠા હતા? જીજી કાંઇ ઘરની સ્વામિની બનવાને આવી નહોતી. તેતો માત્ર આનંદ કરવાને આવી હતી. તો પછી તે તમારો ગૃહસ્થાશ્રમ શા માટે સંભાળે? તમે સ્વયં તમારૂં કર્તવ્ય બજાવ્યું નથી, અને મિથ્યા તેનો દોષ કાઢો છો. ધન્ય છે તમારી બુદ્ધિને! આજે તમારે અવશ્ય તેને મળવું પડશે, અન્યથા તે આત્મ-

હત્યા કરી બેસશે. મને બે પુત્રો છે; હું કોઇનો ઉષ્ણ શ્વાસ સહન કરી શકતી નથી. મારા ગૃહમાં સ્ત્રીહત્યા થવાથી મારા ગૃહસ્થાશ્રમનું અમંગલ થશે, જે મારાથી સહન થઇ શકશે નહિ. હું તો સદાને માટે તમારી દાસી થઈ છું. હું મારા ઘરપર મારો કબજો કરવાને આવી છું. હું તો સદા રહીશ. તમારી આજ્ઞાંકિત દાસી સદા સર્વદા તમારી સેવામાં હાજર રહેશે; પરંતુ આજે તમારે જીજીની સાથે રહેવું પડશે. મારા કસમ, મારો આ વાત તમારે અવશ્ય સ્વિકારવી પડશે. જે થવાનું હતું તે તો થઇ ચુકયું. હવે આ પ્રકારે અનાદર કરી તેને સંપુર્ણતઃ માટીમાં મેળવી ન દો. જે સ્ત્રી એકવાર પણ પરપુરૂષને પાલવે પડે છે તે સદાને માટે ધુળમાં મળી જાય છે. જીજીએ પોતાના પુરૂષનું સુખ કદિ ભોગવ્યું નથી, તે કેવળ તમનેજ ઓળખે છે. દેહ, મન, પ્રાણ, સર્વસ્વ તેણે તમને સમર્પણ કરી દીધું છે. મધુ નિચોવી લઈ મીણની પેઠે તેને ફેંકી દેશો તો તે બિચારી હતાશ થઈ જશે અને અસહ્ય વિપત્તિઓનો ભોગ થઇ પડશે. ભલા જો તમે એને નહિ રાખશો તો એને રાખશે કોણ?"

યોગે૦—"તમારી વાતોનો જવાબ આપી શકાય એમ નથી; કિંતુ તમે આ સર્વ વાતો શા માટે કહી રહ્યાં છો તે હું સમજી શકતો નથી. તમે જે કહો છો તે યુક્ત છે કે નહિ તેનો તમારે વિચાર કરવો જોઇએ.

મોહને વશ થઇ મેં મારી જાતે મારા પગમાં કુઠારાઘાત કર્યો છે; તેજ મોહમાં મને પુનઃ નાંખવો ઉચિત નથી. જો આ સમયે તમે મને હાથ પકડીને બચાવશો નહિ તો હું અવશ્ય વહો જાઇશ."

ઉમા—"એને માટે હું અત્યંત સાવધાન છું. તમારે મને સાવધાન કરવાની કાંઇ આવસ્યકતા નથી. તમે છો પુરૂષ, એટલે મારી વાતોનો મર્મ સમજવાની શકિત તમારામાં કયાંથી હોય? હવે હું બે પુત્રોની મા થઇ ચુકી છું, તો શું તમારી આગળ આટલી પણ માગણી કરવાનો મારો અધીકાર નથી? માતા થવામાં કેટલું સુખ રહેલું છે તે હું સારી રીતે સમજું છું, અને મારી જીજી પણ શીઘ્ર માતા બનશે. શું મારે તેના સુખના માર્ગમાં કંટક નાંખવા? કદાપિ નહિ. જો તમે તેનો અનાદર કરશો તો તે અવશ્ય આત્મહત્યા કરશે અને તેની સાથેજ તે માતા બનવાના સુખથી સદાને માટે વંચિત થઇ જશે. અન્યના પ્રેમથી મુગ્ધ બન્યા છતાં તમે મારાજ રહેશો ધર્મના દ્વાર પર મારાજ કહેવાશો. તમે સમાજની દ્રષ્ટિમાં મારાજ રહેશો અને મારી દ્રષ્ટિમાં પણ મારાજ રહેશો. કાચની પુતળી કેટલા દિવસ પર્યંત ખેલ કરી શકશે? તમારે અન્ય સર્વ બાબતોની ચિંતા ન કરવી જોઇએ. આજે તમારે અવસ્ય જીજીને મળવું પડશે."

યોગેશ્વર ઘણી વાર સુધી નિઃશબ્દ બેસી રહયો. તે ઉમાના પ્રફુલ્લિત વદન તરફ અનિમિષ નયને જોતો

રહ્યો. અંતે તે આત્મસંયમ કરી શક્યો નહિ; તેની ઉભય આંખોમાંથી કેટલાંક અશ્રુ બિંદુઓ સરી પડયાં, તે તેના ગાલોપર થઇને ઉમાની સાડીપર પડ્યાં. "છટ, આમ રોવું શું ?" એમ કહી ઉમાએ શીઘ્રતાથી પોતાના પાલવદ્વારા પોતાના સ્વામિની આંખ તથા મુખ લુછ્યાં.

યોગેશ્વરનું હૃદય ઉમાની આ કોમલતા જોઇને પીગળી ગયું. તેનામાં માતૃત્વના કોમલ ભાવનો અત્યંત મધુર વિકાસ થયેલો જોઈ તે અનન્ય સુખના ઉદધિમાં નિમગ્ન થઇ ગયો. તે ઉમાને શીઘ્રતાથી હૃદયસરસી ચાંપી સ્વયં બાલકવત્ રોદન કરવા લાગ્યો. ઉમાની મનઃકામના પરિપુર્ણ થઇ.



# પ્રકરણ ૨૪ મું.

—:o:—

## અંતિમ મિલન.

પ્રાયઃ અર્ધ રાત્રિનો સમય થયો છે. ઘરનાં સર્વ માણસો ભોજનાદિથી નિવૃત્ત થઇ ચુકયાંછે; કેટલાંકે તો ભગવતી નિદ્રાના ખોળામાં પડી ઘોરવાનો આરંભ પણ કરી દીધોછે. આ સમયે ઉમા વિનોદિનીનો હાથ પકડી તેને ધીમે ધીમે પોતાના શયનગૃહ તરફ લઇ ચાલી. શયનગૃહના દ્વાર પર જઇ તેણે તેને ત્યાંજ છોડી દીધી, અને સ્વયં શીઘ્રતાથી જોડેની કોટડીમાં ચાલી ગઇ.

વિનોદિની ત્યાં ઉભી ઉભી રોવા લાગી. જે ઓરડો આજ છ માસથી વિનોદિનીનો પોતાનો ઓરડો હતો, જે તેની વિકૃત દ્રષ્ટિ અનુસાર તેના જીવનના સમસ્ત સુખોનો કુંજ હતો તે ઓરડામાં પ્રવેશતાં આજે તેના પગ થર થર કંપેછે, શરીર પર પ્રસ્વેદ ઉભરાઇ જાય છે. વિનોદિનીએ અર્ધ સ્ફુટ સ્વરે ગદ્ ગદ્ કંઠે કાંઇક બોલી એક વિચિત્ર પ્રકારનો દીર્ઘ શ્વાસ લીધો. વિનોદિનીનો તે ધ્વનિ યોગેશ્વરને કર્ણગોચર થયો; તેણે બહાર આવી તેનો હાથ પકડયો અને તેને ખેંચીને પોતાના શયન-ગૃહમાં લઇ ગયો; ગૃહનું દ્વાર ખુલ્લુંજ રહ્યું.

યોગેશ્વર તરફથી આવો આદર પ્રાપ્ત થતાં વિનોદિની થોડીવાર સુધી પ્રાયઃ પોતાની જાતને ભુલી ગઇ. તે

આલ્હાદપૂર્વક તેની જોડે ઉભી રહી; કિંતુ યોગેશ્વર ત્યાંથી જઈ આરામ ખુરશીપર બેઠો. વિનોદિની ઉભય હસ્તોથી પોતાનું મસ્તક ગ્રહણ કરી મૌનપૂર્વક નીચે બેઠી. થોડી વાર પછી યોગેશ્વર બોલ્યો, "ચુપ કેમ બેઠાં છો? તમારે શું કહેવું છે? કહોને!"

યોગેશ્વરના આ શબ્દો સાંભળી હતભાગિની વિનો-દિની રોવા લાગી. તેની ઉભય આંખોમાંથી વહેતી અશ્રુ-ધારાથી તેના ગાલો અને વક્ષસ્થળ ભીંજાઇ ગયાં. કેટલીક વાર સુધી તો યોગેશ્વર વિનોદિનીના કરમાયેલા વદન તરફ સ્થિર દ્રષ્ટિથી જોતો રહ્યો; તત્પશ્ચાત્ તે બોલ્યો "તમારી શી માગણી છે? કાંઇ કહેશોને?"

વિનો૦—"હું હવે શું કહું? મારે હવે કહેવાનું રહ્યુંજ શું? હું કેવળ આપનાં દર્શન કરવાને આવી છું."

યોગે૦—"મને તો તમે સદા સર્વદા જોયા કરોછોજ, તો પછી જોવા શા માટે આવ્યાં?"

વિનો૦—"આ પ્રકારે હવે હું તમને જોઈ શકીશ નહિ, તેથી જોવાને આવી છું. શું મને જોવાની તમને ઇચ્છા નથી થતી?"

યોગે૦—"તમને જોવાની ઇચ્છા શી રીતે થાય? જેને જોવાથી મસ્તક અવનત થાય છે—કપાઇ જાય છે તેને ભલા શી રીતે જોઇ શકું? તમે અહીંઆંથી જાઓ."

વિનો૦—"હું જવાને માટેજ આવી છું; પરંતુ તમે મને શા માટે ન જુઓ? હવે મને જોવાથી તમારૂં મસ્તક કેમ અવનત થાય છે? મારૂં ગર્ભસ્થ સંતાન તો તમારાજ વીર્યનું છે. તો પછી તમને લજ્જા શાની?"

યોગે૦—"મને લજ્જા નહિ તો શું તમને લજ્જા છે? તમે જ્યાં સુધી મારા ગૃહમાં રહેશો ત્યાં સુધી હું સમાજમાં મુખ બતાવવા યોગ્ય રહીશજ નહિ, અને ઉમા સમક્ષ મારે તુચ્છ બનીને રહેવું પડશે. માટે તમે જાઓ."

વિનો૦—"ઉમા સમક્ષ તમે પ્રથમથીજ નાના છો અને તેવાજ રહેશો. જો તમે ઉમાને ઓળખી હોત તો મારી આ દુર્દશા થાત? તમે આ સમયે મને ગૃહમાંથી બહાર કાઢવાને તઇયાર થયા છો પરંતુ મારી આ દુર્દશા કોણે કરી છે તે મને કહો. શું તમે મને આ સંકટમાં નથી નાંખી? કોણે મને લુબ્ધ કરીને પાપ પંકમાં ફસાવી હતી? કોણે મને મારી ભગિનીનું સત્યાનાશ કરવાને માટે દાનવીના જેવી કઠોરતા શીખવી હતી? કોણે મારા મામાનો પવિત્ર આશ્રય છોડાવી આ પાપ મરૂક્ષેત્રમાં વિલાસની મૃગતૃષ્ણાથી મુગ્ધ કરી રાખી હતી? તમે મારા પરમ પ્રિય બનેવીએ. કુલાંગનાની સાથે રહેવાથી કેવું સુખ પ્રાપ્ત થાય છે તેનો અનુભવ તો તમને મળ્યો હતો! સતીત્વનું મૂલ્ય કેટલું છે, તેની મહત્તા કેટલી છે તે પણ તમે સારી રીતે જાણતા હતા. તમે તો સહ

ધર્મિણીની સાથે સંસારનાં સમસ્ત પવિત્ર ક્ષેત્રો જોયાં હતાં. તો પછી તમે જાણી જોઇને મને શા માટે મોહિત કરી હતી? હું પ્રથમથીજ તમારા પર મુગ્ધ હતી એમાં કાંઇ સંદેહ નથી, અને તે તમે પણ પ્રથમથી જાણુતા હતા. તો પછી તમે સાવધાન શા માટે ન રહ્યા? તમે સંયમ કેમ ન કર્યો! યદિ મને પુરૂષોનો લેશ પણ પરિચય હોત તો હું તમારા તરફ આંખ ઉઠાવીને જોત પણ નહિ. મારૂં યદિ લેશ પણ મારા સ્વામિનું સુખ સ્મરણુમાં રાખવાનું સૌભાગ્ય હોત તો હું તમારૂં ચંદ્રવત્ મુખ જોઇ આ પ્રકારે કદિ પણ આત્મસંયમ ગુમાવી દેત નહિ. યદિ હું બ્રહ્મચર્યનો મર્મ લેશ પણ જાણુતી હોત તો ક્ષણભર પણ તમારી છાયા જોત નહિ. અફસોસ! હું કાંઇ પણ જાણુતી નહોતી, તમને જોઇને દીવાની બની ગઇ હતી; મેં મારૂં સર્વસ્વ અર્પણ કરી તમને સુખી કરવાની ચેષ્ટા કરી હતી, પરંતુ હવે તમે ઘીમાંની માખીની પેઠે મને કાઢી નાંખવા માગો છો! હા! દૈવ!!"

વિનોદિનીની આ રેશમી ચાબુક યોગેશ્વરને માટે અસહ્ય થઇ પડી. તે આરામ ખુરશી પરથી ઉઠી આકુળ વ્યાકુળ બની દિવાનખાનામાં આમ તેમ ફરવા લાગ્યો. થોડી વાર પછી તે વિનોદિની સમક્ષ આવી ધમ દઇને બેસી ગયો અને અતિ કષ્ટપૂર્વક બોલ્યો "તમે આ સમયે મને શું કરવા કહો છો અને શું ઇચ્છો છો?"

વિનોદિની—"હવે મને કાંઈ પણ ઇચ્છા નથી. મને જેની ઇચ્છા હતી તે મને પ્રાપ્ત થઈ ચૂકયું છે. આ સમયે મને મરવામાંજ સુખ છે. હું મૃત્યુ પૂર્વે તમારૂં અંતિમ દર્શન કરવાં આવી હતી અને મનમાં એક દુરાશા પણ હતી કે તમારા મુખથી પુનઃ એકાદ મીઠી વાત પણ સાંભળીશ, જે વાતો સાંભળી હું ઇહલોક પરલોક ભુલી ગઈ હતી તે અમૃતમય ઉન્માદકારક વાતો શ્રવણ કરીશ. પરંતુ તમે તેવી વાતો કરી છે? તમે કેવળ તિરસ્કાર અને દોષાન્વેષણનીજ વાતો કરી છે. મારી ભાવી નરકયાતનાની આ સુચના તો નથી?"

યોગે૦—"હવે મારૂં મુખ કાંઇ જોવા યોગ્ય નથી. હું બ્રાહ્મણ પુત્ર હોવા છતાં મેં દાનવનું કામ કર્યું છે. હું પાપ ને પાપ સમજતો નહોતો. ધારો કે કોઇ સત્કર્મ કરવાનું સામર્થ્ય નહિ હશે પરંતુ પાપ પુણ્યનો વિચાર કરવાનું સામર્થ્ય તો મારામાં હોવું જોઇતું હતું. મેં અત્યંત મોહવશ બની એ વિચારશક્તિ ગુમાવી દીધી હતી. યદિ તમારા ગર્ભનાં ચિન્હો પ્રકટ ન થાત અને ઉમા તેના પિયેરથી પાછી ન ફરત તો હું અદ્યાપિ સાવધ થાત નહિ અને મને કોઇપણ પ્રકારનું જ્ઞાન થાત નહિ. હવે મને જે જ્ઞાન થયું છે તે પણ ભયજનિત જ્ઞાન છે. એ જ્ઞાન સમાજ અને ઉમાના તિરસ્કારના ભયથી ઉત્પન્ન થયું છે. કિંતુ ઉમા દેવી છે, તેણે મારૂં અપમાન કર્યું નથી, પરંતુ મીઠી મીઠી વાતોથી તેણે મને એકદમ પાણી કરી દીધો છે. તમારા મામાના

આગમને તથા તમારા ગર્ભના વિકાસે મને સહસા ભય-ભીત તથા સચેત બનાવી દીધો છે, તો હવે મને કાંઇ બોલવાનો અધિકાર છે ખરો? પરંતુ વિનોદ, હું હમણાં પણ કહું છું કે તમારા રૂપેજ મને દિવાનો બનાવી દીધો હતો; તમને જોતાંજ હું અજબ પ્રકારે વિહ્વલ બની જતો હતો. વિનોદ, બ્રહ્માએ તમને એટલી બધી સુંદરતા શા માટે આપી?"

વિનો૦—"એજ વાત પુનઃ એક વાર કહો, પુનઃ મારા સૌંદર્યની પ્રશંસા કરો. તે સાંભળી હું સુખી તથા કૃતાર્થ થઇશ. હું તમને કેટલા ચાહું છું તે હું શી રીતે દર્શાવી શકું? મારા મનના સર્વ ભાવો હું કયા શબ્દોમાં તમને કહું? હું મારાં તન, મન, ધર્મ અને પ્રાણનું બળિદાન આપીને તમારા પર પ્રેમ કરૂં છું. તે શિવાય શું છે? હું પુત્રવતી થવાને માટે તમારા પર પ્રેમ કરતી નહોતી, પરંતુ પુત્રસ્નેહનો આસ્વાદ મળવાથી રખેને તમારા પરનો પ્રેમ ઘટી ન જાય એવો ડર બહુ રાખતી હતી. પુત્રની માતા થવાથી સમાજના ડરથી—કલંકની ભીતિથી રખેને તમારા પ્રતિ પ્રીતિનો પ્રવાહ બંધ ન થઇ જાય એવો મને ઘણો ભય હતો. બસ, હું કેવળ તમનેજ ચાહું છું. પ્રિયતમ, તમે મને બતાવો કે કયા શબ્દોમાં કહેવાથી તમે મારા મનની સર્વ વાતો સંપૂર્ણ રીતે સમજી શકશો. હું તમને કેટલા ચાહું છું તે તમે સારી રીતે જાણોછો. પરંતુ મારા મુખમાંથી એક પણ વાત નીકળતી નથી. મારૂં ગળું સૂકાઇ જાય

છે. આજે એકાદશી છેને ? કહો, કહો, યોગેશ્વર, પુનઃ કહો કે મારામાં કેટલી સુંદરતા છે."

કઠોરતાનું કવચ ધારણ કરવાની ચેષ્ટા યોગેશ્વર ગમે તેટલી કાં ન કરે, પરંતુ તે પણ મનુષ્યજ છે. વળી તે એક અતિ દુર્બલચિત્ત અને સાધારણ હૃદયનો માણસ છે. આ કારણથી વિનોદિનીની આ વાગ્ધારાના પ્રખર વેગમાં તેની સર્વ કલ્પિત કઠોરતા વહી ગઇ.

વિનોદિની હવે બેસી શકતી નથી એમ જોઇ યોગેશ્વરે તેની પીઠ તરફ પોતાનો જમણો હાથ ફેલાવ્યો. છિન્નમુલ લતાની પેઠે વિનોદિની તે બાહુદંડના આધારે બેઠી અને ધીમે ધીમે પુનઃ બોલી:–

"અહા ! હવે જીવી ગઈ ! કેટલું સુખ છે ! કેટલી શાંતિ છે! તમે યદિ મારા સ્થાનમાં હોત તો તમે મારા મનનું આ સુખ સમજી શકત. અહો, આટલું સુખ સહન થઈ શકતું નથી ! જો આ સુખ ભોગવતાં ભોગવતાં હું મરણ પામું તો હું મારાં અહોભાગ્ય ગણું. મારે પાપ શાં અને પુણ્ય શાં ! મારે માટે તમેજ સર્વસ્વ છો. સુખ દુઃખ નહિ ભોગવવાથી જીવનનું મુલ્ય શું છે તે જાણી શકાતું નથી. તમને જોઇને મને પરમ સુખ થાય છે. તમેજ મારૂં જીવન છો, તમેજ મારૂં સુખ છો, તમેજ મારાં પાપ–પુણ્ય છો, તમેજ મારાં

ઇહલોક પરલોક છો. તમે જ્યારે મારી પાસે હો ત્યારે હું પાપ-પુણ્યની ચિંતા શા માટે કરૂં ? તમારી પાસે રહી હું પરલોકનો ભય શા માટે રાખું ? હું તમારા ખોળામાં સુતી છું. યમદુતો, આવોને જોઇ જાઓ કે મને કેટલું સુખ છે, કેટલો આનંદ છે. આ શિવાય મને શાની અપેક્ષા હોય ? પ્રિયતમ, પુનઃ બોલો કે હું કેટલી સુંદર છું."

આ સમયે યોગેશ્વર આત્મસંયમ કરી શકયો નહિ. તે બાળકવત્ રોઇ પડયો. તેની આંખોમાંથી અશ્રુબિંદુ ઓ ટપ ટપ વિનોદિનીના વક્ષસ્થળ પર પડવા લાગ્યાં. વિનોદિની શુષ્ક મુખથી જરા સ્મિત કરી આંખો મીંચી કોણ જાણે કેટલું સુખ ભોગવવા લાગી. યોગેશ્વર વિનોદિનીના મુખપર, ગાલ પર અને મસ્તક પર પોતાનો હાથ ફેરવવા લાગ્યો અને તેના ઉભય અધરો પર પ્રેમ પૂર્વક ચુંબન કર્યું. પ્રાતઃકાળના ચંદ્ર સદૃશ પીળા મુખની કરમાયેલી લાવણ્ય છટા ફેલાવતી વિનોદિની મંદ સ્મિત કરી પુનઃ બોલીઃ-

"તમારા રોદનથી મને આટલો આનંદ કેમ થાય છે ? શું તમારૂં રોદન મારા પ્રત્યેના તમારા પ્રેમનો પરિચય આપે છે ? મને આલિંગન કરી તમે રોદન કરો છો તેથી મને પરમ સુખ પ્રાપ્ત થાય છે. કોઇ પણ સ્ત્રી કદાપિ મારી પેઠે તમને ચાહી શકે નહિ. ઉમા ને ઘરબાર છે, ધર્મ કર્મ છે, બે પુત્રો છે! મારે તમારા

અતિરિક્ત કાંઇ પણ નથી. મારે માટે સ્વર્ગ વા નરક સર્વ કાંઇ તમેજ છો. જો તમે મારી પાસે હશો તો મને કોઇનો ડર લાગવાનો નથી, હું કોઇની સ્પૃહા રાખવાની નથી. હું તમારી હોઉં તેવી સ્થિતિમાં મરવાથી મને પરમ સુખ પ્રાપ્ત થશે. મારાં સમસ્ત દુઃખો નિવૃત્ત થઈ જશે અને તમારો સંસાર જેવો છે તેવો કાયમ રહેશે. ઉમા સાક્ષાત સ્વર્ગની દેવી છે, તે તમને સદા પવિત્ર રાખશે અને તમને નિરંતર મારૂં સ્મરણ કરાવશે. તમારે માટે વિસ્મૃતિજ પરમ સુખનું સાધન છે; પરંતુ તે સુખ તમને કેટલાક સમય પર્યંત પ્રાપ્ત નહિ થાય. મારે માટે સ્મૃતિ પરમ સુખની સામગ્રી છે, પરંતુ મારા પ્રાણવાયુની સાથે સ્મૃતિ અને વિસ્મૃતિ એ ઉભય મારો ત્યાગ કરશે અને વસ્તુતઃ મને એજ વાતની ચિંતા છે. જ્યાં સુધી હું જીવંત છું ત્યાં સુધી તમે મારા મુખ તરફ જરા સ્થિરતાપૂર્વક જોતા રહો. ”

યોગે૦—“ આ શું વિનોદ ? તમે ભલા આવી વાત કેમ કરોછો ? તમે શા માટે જીવંત ન રહો ? હવે હું કદિ પણ તમારો અનાદર કરીશ નહિ, સદા તમારો આદર કરીશ. તમે મારે ત્યાંજ રહો.”

એમ કહી યોગેશ્વરે વિનોદિનીના શુષ્ક એવં સુંદર મુખને ધીમેથી ચુંબન કર્યું. તે નિસ્તેજ મુખ પર એક વાર લાલીમા દોડી ગઈ. ધીમે ધીમે વિનોદિનીના ઓષ્ઠે

યોગેશ્વરના ચુંબનનો પ્રત્યુત્તર વાળ્યો; યોગેશ્વર ચોંકી ઉઠયો. હેં આ શું ? વિનોદિનીની દેહ આટલી શિતલ કેમ ? ગભરાઇને યોગેશ્વરે તેની દેહ પર હાથ ફેરવ્યો; તેનું સમગ્ર શરીર શિતલ હતું ! તેણે ઉમાને પોકાર કર્યો. ઉમાએ શીઘ્ર ગતિથી તે ઓરડામાં આવી વિનોદિનીનું સર્વાંગ તપાસ્યું. તેને પણ સમગ્ર શરીર શિતલ પ્રતીત થયું.

---

## પ્રકરણ ૨૫ મું.

### અંતિમ દશા.

"અરે ! આ શું ? આ તો બિલકુલ શિતલ થઇ ગયું છે !" એમ કહી ઉમા એકાએક રોઈ પડી. સંપુર્ણ મકાનમાં કોલાહલ મચી ગયો. ઉમાનો તે અકાલીન રોદનધ્વનિ સાંભળી સમસ્ત નોકર ચાકરો દિવાનખાના તરફ દોડયા. ગરબડ સાંભળી ગિરીશ બાબુ પણ ઉઠી પડ્યા અને યોગેશ્વરના શયનગૃહમાં જઇ બેહોશ દશામાં પડેલી વિનોદિનીને જોઇ આશ્ચર્યચકિત થયા. ત્યાર પછી તેમણે સારી રીતે તેની તપાસ કરી. તેઓ આશ્ચર્યચકિત થયા અને બે પગલાં પાછા હઠીને ઉભા. માર્ગમાં જે પ્રકારે સાપ જોવાથી મનુષ્ય ચોંકીને બે પગલાં પાછો હઠેછે તેજ પ્રકારે ગિરીશ બાબુ પણ

ભયભીત બની પાછા હઠીને ઉભા રહ્યા. આ સમયે યોગેશ્વર તે ઓરડામાંથી બહાર નીકળી ગયો.

ઉમાએ પિતાને જોઇ શોક તથા ભયથી વિહ્વલ બની કહ્યું "પિતાજી, હવે ઉભા રહીને શું જુઓછો? વિનોદ જીજી હવે આપણો ત્યાગ કરી જવા માગે છે. ડોકટરને બોલાવવાને માટે કોઈ માણસ મોકલો."

ગિરીશ બાબુ–"ડોકટરને બોલાવવાને માટે એક માણસ ગયો હતો અને તે આવી પહોંચ્યોછે. કહે છે કે ડોકટર સાહેબ આવે છે. ડરે છે શા માટે? શું ખરેખર વિનોદિની મરણ પામશે?"

ઉમા–"હા પિતાજી, હવે એના જીવવાની આશા ઓછી છે."

ગિરીશ૦–"યદિ વિનોદિની મરી જાય તો તે એને માટે સોળે સોળ આના સારૂં છે. એનું મૃત્યુ આપણે માટે પણ સારૂં નિવડવાનો સંભવ છે."

ઉમા–"હા, તેમ તો છેજ; કિંતુ સ્ત્રી હત્યા થશેને. ખેર, જે થાય તે ખરૂં; દવા તો કરવી જોઇએ."

એટલામાં ડોકટર આવીને ઉપસ્થિત થયા; ઉમા ઘુંઘટો કાઢી વિનોદિનીનું મસ્તક ઉશિકા પર મૂકી તથા ત્યાંથી જરા ખસીને બેઠી. આ સમયે યોગેશ્વર પણ ત્યાં આવીને ઉપસ્થિત થયો. ડોકટરે વિનોદિનીને સારી રીતે તપાસીને કહ્યું. "હાલમાં વિશેષ ભીતિ રાખવાની

કાંઇજ જરૂર નથી. રોગી હવે શીઘ્ર શુદ્ધિમાં આવશે. એ ગર્ભવતી હોય એવાં લક્ષણો પણ જણાય છે. પ્રતીત થાય છે કે શીઘ્ર ગર્ભપાત થશે. એ વિધવાના વેષમાં કેમ છે ?"

ગિરીશ૦-"એ વિધવા છે. આજે એણે એકાદશીનો ઉપવાસ કર્યો હતો. આજે એણે આખો દિવસ એક બિંદુ પણ પાણી પીધું નથી, તેથી એની એકાએક આવી દશા થઇ ગઈ છે. માટે ઉપાય શો કરવો ?"

ડોકટર-" હું દવા લખી આપું છું તે મારા ઔષધાલયમાંથી મંગાવી એને આપો. એક સારી દાયણને પણ બોલાવવી જોઇએ. હું સવારે આવી એને પુનઃ તપાસીશ."

ડૅાકટર ચાલ્યા ગયા. ઔષધિ આવી ગઇ ડોકટરના કહેવા પ્રમાણે દવાનો ઉપયોગ પણ કરવામાં આવ્યો; ધીમે ધીમે વિનોદિનીએ પોતાની આંખો ખોલી. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી ઉઠીને બેસવાનો પ્રયત્ન કર્યો. તે બોલી " ઓહ પેટમાં સખ્ત દર્દ થાય છે; શરીર જાણે ચુર્ણ વિચુર્ણ થઇ ગયું છે. અહો, આ તે કેવી પીડા ! આ શું, મામા પણ અહીંઆં છે ? ઉમા કયાં છે ?"

ઉમા-"હું અહીંઆંજ છું, બ્હેન ! ડર નહિ. અમે સર્વ અહીંઆં છીએ. હમણાં તારી પીડા દુર થઇ જશે. ગમે તો બેસ અને ગમે તો સુ, જેથી તને આરામ

થાય તે કર. ડોકટર પણ આવ્યા હતા અને તેઓ દવા પણ આપી ગયા છે. કોઇ વાતની ચિંતા નથી."

વિનોદિની "બ્હેન, મારે હવે ભય અને લજ્જા શી? મારે તો હવે અધિક સમય જીવવું નથી. મામા, આપ મારી પાસે આવીને બેસો."

ગિરીશ બાબુ આનાકાનીપૂર્વક તેની પાસે જઇને બેઠા. ઘણી વાર સુધી મૌન રહ્યા પછી તેઓ બોલ્યા "વિનોદ, તેં આ શું કર્યું? હવે આ કલંક શી રીતે ગુપ્ત રહેશે? મારૂં હવે જીવવા કરતાં મરવુંજ સારૂં છે"

વિનોદિની—"મામા, હુંજ મરીશ; હુંજ મરવાને માટે પ્રસ્તુત છું; યમના દુતો મરવામાં સહાય કરી રહ્યા છે–મને પૃથ્વી પરથી દુર કરવાને પ્રયત્ન કરી રહ્યા છે."

ગિરીશ૦—"તારૂં મરણ પણ દુઃખદાયક છે અને જીવન પણ દુઃખદાયક છે. તેં જે કામ કર્યું તે મારે માટે નિરંતર દુઃખદાયક છે."

વિનોદિની—"મરતી વખતે લજ્જા કેવી? હવે હું મારા મનની વાત મુખ ખોલીને કહીશ. કારણકે હવે મારૂં જીવન બહુ અલ્પ સમય ટકનાર છે. હું કલંકિની બની ગઇ છું. શું મારા આ દોષનું પ્રાયશ્ચિત્ત નથી?"

ગિરીશ૦—"એમાં તારો દોષ નથી; દોષ મારોજ છે. તને અહીંઆં રહેવા દીધી એજ ખોટું થયું. એ ભુલનું

ફળ મારેજ ભોગવવું પડશે; તારા કલંકથી હું પણ કલંકિત થયો છું."

વિનોદિની—"એમાં કોઇનો કંઇ પણ અપરાધ નથી; જે કાંઈ અપરાધ છે તે મારોજ છે."

ગિરીશ૦—"એમાં યોગેશ્વરનો ભારે દોષ છે; કારણ કે એઓ ઉમાના પતિ છે. એમણે ઉમાને ભૂલી જઇ શા માટે તને અપનાવી? અને તારા સંબંધમાં શું કહેવું? તું આજન્મ વિધવા અર્થાત બાળ વિધવા છે; તારે વિચાર કરવો જોઇતો હતો કે યોગેશ્વર એક બીજી સ્ત્રીનો પતિ છે; તેની ઉપર તારો કાંઇ અધિકાર નથી. યદિ તેં ઉમાની આજ્ઞાથી યોગેશ્વરની સાથે પુનઃ વિવાહ કર્યો હોત તો તેની ઉપર તારો અધિકાર અવશ્ય થાત."

વિનોદિની—"યદિ કેવળ આજ અપરાધ હોય તો મને કોઇનો ડર નથી."

ગિરીશ૦—"તારો કેવળ આટલોજ અપરાધ નથી. જ્યારે હું કહેવાજ લાગ્યો છું ત્યારે પૂરેપૂરું સાંભળી લે. હિંદુ સમાજની ગણનામાં તું અન્યની સ્ત્રી હતી. તારો પતિ મરણ પામ્યો હતો ખરો, પરંતુ તારા પિતાએ તો તને તેનેજ અર્પણ કરી હતી. તારા શરીરનો અધિકારી તારો મૃત પતિ હતો. મરતી વખત તેણે તને કોઇ અન્યના હાથમાં સોંપી નહોતી. સ્ત્રીહત્યા એક મહાપાપ છે એમ સમજીનેજ અમે તારા આત્મીયજનોએ તારા

પાલન પોષણનો ભાર ગ્રહણ કર્યો હતો. શા માટે તેં તારા દેહની માટી ભ્રષ્ટ કરી? તેં કોને ભરોસે જારજ સંતાન તારા ગર્ભમાં ધારણ કર્યું? શાસ્ત્રીય પાપ પુણ્યની વાત તને કહીશ નહિ, કારણ કે તું તેને સમજી શકશે નહિ. એક સાધારણ યુક્તિથી તને દર્શાવીશ કે તેં કેટલું મોટું પાપ કર્યું છે. યોગેશ્વર તારો સહયોગી ચોર છે. યદિ આ કાર્યમાં ઉમા પણ સમ્મિલિત હશે તો તે પણ આ પાપની ભાગિની થશે. તમારે માટે આ પાપનું પાયશ્ચિત્ત તુષાનલ છે. યોગેશ્વર • અને ઉમા આ તુષાનલની જ્વાલા દીર્ઘકાલ પર્યંત ભોગવશે; હું પણ તેમના દુઃખથી દુઃખી રહીશ. તમે પાછળથી શું થશે તેનો વિચાર કર્યા વિનાજ અગ્નિમાં હાથ નાંખ્યો. છટ, છટ, વિનોદ, તેં આ શું કર્યું? દેવી નવદુર્ગાનું મન દુભાવ્યું, તેમના સુવર્ણના સંસારમાં તેં રાખ પાથરી દીધી અને મારી પરમ પ્રિય પુત્રી ઉમાને તેં બિલકુલ વૃદ્ધા બનાવી દીધી. શું તે પણ હવે અધિક દિવસ બચશે?”

વિનોદ-“મામા, મેં કેટલું મોટું પાપ કર્યું છે તે હવે હું સારી રીતે સમજી ગઇ છું. પરંતુ હવે તો મને સુધરવાનો સમય નથી. હું મરીશ અને મરીને આ કલંક ધોઇ નાંખીશ. મારૂં મૃત્યુ થતાં ઉમાની સમસ્ત ચિંતાઓ નિવૃત્ત થઈ જશે. મામા, હમણાં મને જે દુઃખ થઈ રહ્યું છે તે દુઃખમાંથી કોઇ પણ માણુસ બચી ન શકે અને હું પણ બચવાની નથી.”

ગિરીશ૦–"આ જીવનમાં તો ઉમાની ચિંતા નિવૃત્ત થવી નથી. ઉમાના પતિએ તેને દીર્ઘકાળને માટે–કિંબહુના સદાને માટે–દુઃખિની બનાવી દીધી છે. જે સુખ દુઃખનો કર્તા છે તેજ યદિ ઉમાને પોતાનાથી અલિપ્ત કરી દુઃખિત કરે તો તેમાં તું અને હું શું કરી શકીએ? યોગેશ્વર શિક્ષિત અને પ્રતિષ્ઠિત વ્યક્તિ હોવા છતાં આ પાપ પંકમાં કેમ જઇ પડયા તે હું સમજી શકતો નથી."

વિનો૦—"જે થવાનું હતું તે થઇ ચુકયું. તેઓ શિક્ષિત છે એમ કહેશો નહિ. અમે ઉભય વસ્તુતઃ શિક્ષિત નથી. વસ્તુતઃ દોષ તમારોજ છે. તમે જાણી જોઇને અમને એકત્ર થવાનો પ્રસંગ કેમ મેળવી આપ્યો? શું હું વિધવાનાં કર્તવ્યો જાણુંછું? શું યોગેશ્વર એક ગૃહસ્થ બ્રાહ્મણનાં ધર્મ–કર્મ શીખ્યા છે?"

ગિરીશ૦—"તું યુક્તજ કહે છે. એમાં દોષ મારો અને મારી વેવાણનો છે. મેં તને મોકલી એ મારો દોષ છે; અને તને સ્વતંત્ર રીતે વર્તવા દીધી એ વેવાણનો દોષ છે. વળી અમો ઉભયનો એક દોષ એ પણ છે કે તમને ઉભયને બ્રાહ્મણ નરનારીનાં ધર્મ–કર્મનું શિક્ષણ આપ્યું નહિ. તમારા મનમાં જેમ આવ્યું તેમ તમે કર્યું. સ્નેહાધિકયને લીધે અમે તમને કાંઇ કહ્યું નથી. પરંતુ તેને માટે આજે અમને અત્યંત દુઃખ ભોગવવું પડેછે. એમાં તમારો શું દોષ છે? દોષ અમારોજ છે."

વિનો૦—આટલી બધી વાતો હું સાંભળી શકતી નથી. એટલી વાતો સાંભળવાનું સામર્થ્ય પણ હમણાં મારામાં નથી. પરંતુ હાલમાં ઉપાય શો છે? આ પાપનું પ્રાયશ્ચિત્ત શું છે?"

ગિરીશ૦—"હાલમાં તારો ઉપાય મરણ અને ભગવાન છે. તારૂં વદન જોતાં પ્રતીત થાય છે કે ભગવાન તારા પર કૃપા કરીને મૃત્યુને શીઘ્ર ગતિથી તારી તરફ મોકલી રહ્યા છે. હવે તારા પાપનું પ્રાયશ્ચિત્ત ઇતર શું હોય? તેજ પાપનું પ્રાયશ્ચિત્ત હમણાં તું કરી રહી છે. તને હમણાં જે પીડા થાયછે તેની તુલના જગતની ઇતર કોઇ પણ પીડા સાથે કરી શકાય એમ નથી. વળી મૃત્યુનો ભય તને મરણની પુર્વાવસ્થા પર્યંત અસ્થિર બનાવશે. આ સંસારમાં લોકોને તત્કાળ પાપ પુણ્યનાં ફળ મળી જાય છે અને તને પણ તારા પાપ કર્મના બદલામાંજ આ નરકયાતના ભોગવવી પડેછે. હીંદુ સ્ત્રીઓ માની પદ્વિની આગળ સ્વર્ગના સુખને પણ તુચ્છ ગણે છે. માતા બનવાના સુખને માટેજ હિંદુ સ્ત્રીઓ ગર્ભની યંત્રણા સહન કરે છે. તું મા બનવાની હતી પરંતુ હવે તું તે બની શકતી નથી. કારણ કે તેં માતા નહિ બનવાને માટે પ્રભુને પ્રાર્થના કરી હતી. તું ગર્ભવતી હતી; પરંતુ તારો ગર્ભ પણ મૃત થઈ ગયો અને તારા પ્રાણ પણ જવાની તૈયારી કરી રહ્યા છે. તારા જેવી હતભાગિની સ્ત્રી આ સંસારમાં ઇતર કોઇ નથી."

વિનો૦—"મામા, આપ સત્ય કહોછો, મારા જેવી અભાગિની સ્ત્રી ઇતર કોઇ નથી; અફસોસ ! મેં શું કર્યું ?" વિનોદિની એમ કહેતાં ઢળી પડી. હવે તેના મુખમાં વાણી નથી; દેહ શુદ્ધિ રહિત બની ગઈ છે. મુખ પર પ્રસ્વેદ બિંદુઓ દ્રગ્ગોચર થવા લાગ્યાં. વદન શ્યામ થઇ ગયું. ગર્ભપાતનાં સમસ્ત પૂર્વ લક્ષણો સ્પષ્ટ રીતે પ્રતીત થવા લાગ્યાં. શીઘ્રતાપૂર્વક ગિરીશ બાબુ તે ઓરડા માંથી બહાર નીકળી ગયા. યોગેશ્વરે પણ પોતાનું મસ્તક નીચું કરી ધીમે ધીમે શ્વસુરનું અનુકરણ કર્યું. દાયણ અંદર આવી; ઉમાએ વિનોદિનીનું મસ્તક પોતાના ખોળામાં મૂકયું."

અતિ તીવ્ર પીડા થાય છે; આ ગર્ભયાતના છે કે મુત્યુતયાતના છે તે કહી શકાતું નથી, તેને કેટલું કષ્ટ અને કેટલી પીડા થાય છે તે શું ભાષાદ્વારા પ્રકટ કરી શકાશે ? નહિ. તેને અવર્ણનીય પીડા થાય છે. વિનોદિનીના ગર્ભના દીવસ હજી પુર્ણ થયા નહોતા; તેથી તેને અસાધારણ અને અપુર્વ પીડા થાયછે.

પ્રાયઃ છ કલાક પર્યંત તીવ્ર યાતના સહન કર્યા પ્રશ્ચાત્ બીજે દિવસે પ્રાતઃકાળમાં વિનોદિનીએ એક મૃત પુત્રને જન્મ આપ્યો.

દુષ્કર્મનું ફળ કદાપિ સારૂં આવતું નથી. વિનોદિનીએ પ્રસુતિની સર્વ પીડા સહન કરી, પરતુ તે મા બનવાના સુખનો અનુભવ ન લઈ શકી. આ અસાધારણ પીડાનું પરિણામ શું આવશે ? ઉન્માદ વા મૃત્યુ.

# પ્રકરણ ૨૬ મું.

## મૃત્યુ.

મૃત પુત્ર જન્મ્યો; વિનોદિની થોડી વાર માટે જાણે ભયંકર પીડાની જ્વાલામાંથી નીકળીને શાંતિના જલનિધિમાં કુદી પડી. અત્યંત રકતસ્રાવ થવાથી તેની દેહ કાળી પડી ગઈ હતી. ધીમે ધીમે નાડીની ગતિ પણ મંદ પડવા લાગી. પ્રાતઃકાળમાં ડોકટરે આવી વિનોદિનીને અનેક પ્રકારની દવાનું સેવન કરાવ્યું; ગભરાટ ઓછો કરવાને માટે યથેષ્ટ પરિશ્રમ કર્યો; કિંતુ સર્વ વ્યર્થ થયું. ધીમે ધીમે મૃત્યુનાં સમસ્ત લક્ષણો પ્રકટ થવા લાગ્યાં. ડોકટર સાહેબ પોતાનું મસ્તક અવનત કરીને ત્યાંથી ચાલ્યા ગયા. ડોકટરને વિદાય કર્યા પશ્ચાત્ ઉદાસ મુખ સહિત યોગેશ્વર વિનોદિનીની પાસે આવીને બેઠો.

ઉમાએ બાળકોને ભોજન કરાવી દીધું અને પીતાને પણ સ્નાન કરાવીને મીઠાઇ આદિથી નાસ્તો કરાવ્યો; નોકરોને બજારમાંથી ખરીદી ખાવાને માટે રોકડ પૈસા આપ્યા. ત્યાર પછી પોતે અનાહાર રહેવાથી બાળકોનું અમંગળ થશે એવા ભયથી તેણે શીઘ્રતાપૂર્વક પોતાનાં નિત્ય કર્મથી નિવૃત્ત થઇ થોડી મીઠાઇ ખાઇ જલપાન કર્યું. યોગેશ્વર ઉમાના આગ્રહનો અસ્વિકાર કરી શકયો નહિ, અને તેણે પણ થોડું ભોજન કરી લીધું. વળી

તેણે બહાર બે ચાર માણસોને તૈયાર રાખવાને પિતાને કહ્યું. ત્યાર પછી તે વિનોદિનીની પાસે જઇને એકાગ્રતા પૂર્વક બેઠી

વિનોદિની આ સમયે સારી રીતે હોશમાં આવી છે. તે સારી રીતે વાતચીત પણ કરી શકે છે. ઉમા જ્યારે તેની પાસે બેઠી ત્યારે તે પોતાનું મુખ ખોલીને કહેવા લાગી:–

"બ્હેન ઉમા, તું આવી ? જરા મારી નિકટ આવ ને બેસ. તું ત્યાં બેસશે તો હું અહીંથી તારૂં મુખ સારી રીતે જોઇ શકીશ નહિ."

ઉમા—"ઉમા બ્હેન, હું અહીંજ છું, તારી નિકટજ બેઠી છું. શું તું મને કાંઇ કહેવા માગે છે ?"

વિનો૦—શું કહું, બ્હેન ? મનમાં અનેક વાતો કહેવાનો વિચાર કર્યો હતો, પરંતુ તે સર્વ વાતો કહેવાનો હવે સમય નથી. આ સમયે હું તને શું આશિર્વાદ આપું ? બેસ, તને મારો એજ આશિર્વાદ છે કે તું સદા સુખી રહે"

ઉમા—"બ્હેન, તું મૃત્યુનો ડર છોડી દે. અમને છોડીને તું ક્યાં જઈશ ? તું સદા જીવતી રહે અને અમને અશિર્વાદ આપતી રહે. કદાપિ તારૂં અમંગલ ન થાઓ, એજ મારી પ્રભૂ પ્રત્યે પ્રાર્થના છે."

વિનો૦—"મારે હવે જીવીને શું કરવું છે ? બ્હેન, યોગેશ્વર ક્યાં છે ?"

યોગે૦-"કહો, શું કહોછો ? હું અહીંઆંજ છું. તમારી પાસેજ છું. શું તમે મને જોતાં નથી ?"

વિનો૦—"મારી૰ આંખો મીંચ્યા છતાં તમને સારી રીતે જોઇ શકુંછું; પરંતુ આંખો ખોલ્યા પછી તે પ્રકાર જણાતો નથી. શું એક દીવસમાંજ તમારા શરીરનો રંગ શ્યામ થઇ ગયો છે ? તમારૂં મુખ જાણે અભ્રાચ્છાદિત ચંદ્ર બની ગયું છે."

યોગે૦—"તમારા મામાને અહીંઆં ખોલાવું ? તેમને તમારે કાંઇ કહેવું છે ? વિનોદિની, અધિક બોલશો નહિ, તમને દુઃખ થશે. મનમાં ને મનમાં તમારો ઇષ્ટ મંત્ર જપો."

વિનો૦—"મારો ઇષ્ટ મંત્ર તો તમારૂં નામ છે; તમેજ મારા ઇષ્ટ દેવતા છો. જ્યારે તમે સ્વયં મારી પાસે બેઠા છો તો હું ભલા જપ શા માટે કરૂં ? તમે એક વાર મારા મસ્તક પર હાથ ફેરવો."

ઉમા—"બ્હેન, આ ગંગા જલ લોઃ દુર્ગાનું નામ જપો."

વિનો૦—"દુર્ગા દુર્ગા દુર્ગા. મને કાંઇ પણ ભય પ્રતીત થતો નથી. આ સમયે હું કેટલી સુખી છું તે હું તમને શી રીતે દર્શાવી શકું ? યોગેશ્વર, મારી આંખ મીંચવાથી તમારૂં જે સુંદર શરીર હું જોઉં છું તેનું વર્ણન વાણીદ્વારા શી રીતે કરી શકું ? પુરૂષજાતિ

આટલી સુંદર હોય છે એવો મને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો. હવે તો હું તમને જોઇ શકતી નથી, હવે તો હું તમારી ઉભય આંખો પ્રતિ અનિમિષ દ્રષ્ટિ પણ રાખી શકતી નથી. શું આ પાપનું પરિણામ છે? પાપી માણસને આટલું સુખ મળી શકે?"

યોગે૦—"વિનોદિની, હવે તમારો અંતકાળ આવી પહોંચ્યો છે; માટે આ સર્વ વાતો હવે રહેવા દો. જગજ્જનની દુર્ગાનું નામ લો; ગગા, ગંગા, કહો, હમણાં પાપ સૃષ્ટિનું સ્મરણ મા કરો."

વિનો૦—ઠીક, તમે કહો છો, તમે આજ્ઞા કરો છો, માટે હું દુર્ગાનો નામોચ્ચાર કરૂં છું, ગંગાનું નામ લઉંછું. આટલા સુખની સૃષ્ટિ પાપની સૃષ્ટિ શી રીતે હોઇ શકે? હમણાં મને સર્વ વાતોનું સ્મરણ થઈ આવ્યું છે. બાલ્યાવસ્થા, ધુળમાં રમવું, એ સર્વ વાતો મારા સ્મરણપટ પર જાગૃત થઇ છે. મારા શરીર પર પીઠી કોણ ચોળી રહ્યાં છે? ગીતો કોણ ગાઇ રહ્યાં છે? આ શું? આ ઢોલ અને વાજાં કોણ વગાડેછે? મને માહેરામાં કોણે બેસાડી? અને આ કોણ? આ પુરૂષ કોણ છે? વાહ, બહુ સુંદર છોકરો છે! યોગેશ્વર, એ તો તમારા કરતાં પણ અધિક સુંદર છે. મારો હાથ તેના હાથમાં શા માટે આપવામાં આવેછે? શું મારૂં લગ્ન થઇ રહ્યું છે? તો શું આ જ છોકરો મારો સ્વામિ છે? રક્ષા કરો, યોગેશ્વર, રક્ષા કરો, કારણ કે તે મને બોલાવી

રહ્યા છે. તે મને કોણ જાણે કયાં લઇ જવા માગે છે? હું જઇશ નહિ, ના, હું કદિ પણ જઇશ નહિ. રક્ષા કર, ઉમા મને બચાવ."

ઉમા—"બ્હેન, ડર શા માટે રાખે છે? દુર્ગા, દુર્ગા, કહે, રામ, રામ, કહે. હરિનું નામ લે. ડરે છે શા માટે?"

---

## પ્રકરણ ૨૭ મું.

### ચિતા.

અદ્યાપી વિનોદિનીનું સર્વસ્વ નષ્ટ થયું નથી; જેને લીધે તેને સંસારમાં સુખ અને દુઃખ ભોગવવાં પડયાં હતાં, જેને લીધે કીનારાની પાસે જઇ તેની જીવન નૌકા જળમગ્ન થઇ ગઇ હતી તે હજી વર્તમાન છે—તે દેહ, તે રૂપ, તે લાવણ્ય અદ્યાપિ વિદ્યમાન છે, મૃત્યુથી તેનું શરીર પીળું પડી ગયા છતાં અને તેમાંની ઉષ્ણતા સંપૂર્ણતઃ નષ્ટ થયા છતાં તે અપૂર્વ શરીરમાં જે સૌંદર્ય શેષ રહ્યું હતું, તેનાં નયનોમાં જે માધુર્ય રહ્યું હતું, તેના અધરોષ્ઠમાં જે આભા રહી હતી, તે યદિ તેને ચિતાપર મૂકવામાં ન આવત અને ભભૂકતી આગમાં

તે બળીને ભસ્મીભૂત ન થાત તો સંભવતઃ નિદાન થોડા સમય પર્યંત તો નષ્ટ થાત નહિ. યદ્યપિ તેના રૂપથી મોહિત થયેલા યોગેશ્વરની સ્મૃતિમાં તે રૂપ દીર્ઘ કાળ પર્યંત વિદ્યમાન રહેશે તથાપિ વિસ્મૃતિનો ઘન અંધકાર ધીમે ધીમે આવીને તેને આવૃત્ત કરી નાંખશે.

સ્મૃતિ અનેક વાર સુખમય હોવા છતાં તે સુખમય સ્મૃતિ મનુષ્યના પ્રાણની રક્ષા કરતી નથી. સ્મૃતિના મંદ તાપથી મનુષ્ય અવસાન પામી જાય છે. સુખમય સ્મૃતિમાં નિરાશા અને વિષાદ સંમિશ્રિત રહેવાથી મનુષ્ય જીવતો જાગતો મરેલો હોય છે. સુખમય સ્મૃતિની જડતાથી માનવસમાજ ગતિશૂન્ય બની જાય છે. જે હતું તે પુનઃ થશે નહિ, જે જોયું હતું તે પુનઃ જોવામાં આવશે નહિ એ ચિંતા મનુષ્યને નિરાશ બનાવી અસ્તિત્વ વિહિન બનાવી દેછે.

સ્મૃતિનાં અનેક રૂપો છે. કદિ તે આકાંક્ષામય, કદિ તે પશ્ચાતાપમય અને કદિ તે સ્પર્ધામય હોય છે. જે ગયું તે સદાને માટે ગયું, તે પુનઃ પ્રાપ્ત થનાર નથી, તે પાછું આવવાનું નથી, આત્મબલિદાન આપવાથી પણ તે પુનઃ મળવાનું નથી એ સ્મૃતિ નિરાશામય હોવા છતાં આકાંક્ષામય છે. યદિ તે સમયે ઉદ્ધતાઇને વશ થઇ મનુષ્ય અધર્મ કરી બેસે નહિ, યદિ તે સમયે ઐશ્વર્યના મોહથી પોતાની જાતને ન ભૂલી જઇને વિહિત કાર્ય કરે તો તેની પતિત દશા ન થાય. ગિરિશિખર

પર વિહાર કરનાર એવો હું તેને આજે ધુળમાં આળો-ટવું પડે છે આ સ્મૃતિ પશ્ચાતાપમય છે. જે થવાનું હતું તે થઈ ગયું .અને જે થનાર છે તે પાછળથી થવાનું છે, પરંતુ અમારી પાસે જે હતું તે અન્ય કોઈની પાસે નહોતું અને કોઈને પ્રાપ્ત થનાર નથી એ સ્મૃતિ સ્પર્ધામય છે. આ સ્મૃતિના વમળમાં પડી મનુષ્ય ધીમે ધીમે સજીવ પત્થર બની જાય. છે.

જ્યારે વિસ્મૃતિનો ઉદય થાયછે ત્યારે તે ઈશ્વરની દયાની સુચના કરેછે અને તેના 'કરૂણાસાગર' નામનો પરી-ચય કરાવેછે. વિસ્મૃતિ એ કાળનો ગુણ છે; કાળ કલ્પતરૂ છે. વિસ્મૃતિ તે કલ્પતરૂની સાથે વળગેલી કલ્પલતા છે. જેનાથી સંસાર હતો, જેનાથી મનુષ્યતા હતી, જેને માટે ઇહલોક અને પરલોક હતાં તે સર્વ નષ્ટ થઇ જાય તો પણ આપણે જીવંત રહીએ છીએ, કારણ કે આપણું ભવિષ્યત્ વિદ્યમાન છે અને આપણો સર્વ ભૂતકાળ વિસ્મૃતિના અપાર ઉંડા સાગરમાં નિમગ્ન થઈ ગયો છે. આવી દશામાં આપણને જીવવાની ઇચ્છા વળગી રહેછે. આ પ્રકારે વિસ્મૃતિ જો આપણને સહાય ન કરે તો આપણે આત્મહત્યા કરી બેસીએ.

અને આ વિસ્મૃતિને આમત્રંણ કરવાને માટેજ સ્મ-શાનમાં મહા નિદ્રાની ચીતા ખડકવામાં આવે છે. યદ્યપિ તે ચિતાપર સ્મૃતિની જવાળા થોડી વાર સુધી ચોતરફ પ્રચંડ દીપ્તી ફેલાવી મનુષ્યને પાગલ બનાવી દેછે, કિંતુ

તત્કાળ ભસ્મ તેને આચ્છાદિત કરી નાંખેછે. પિતા, માતા, સ્ત્રી, પુત્ર, પુત્રી, બંધુ અને સમસ્ત આપ્તેષ્ટોને માટે સંસારમાં જે પરીચાયક વસ્તુ રહેવાનો સંભવ છે તે સર્વ ચિતા–ભસ્મથી આવૃત્ત થઇ જાય છે. એટલા માટે સ્મશાનની ચિતા એ વિસ્મૃતિનું સિંહાસન છે; એટલા માટે સ્મશાનની ચિતા ભવીષ્યતની પથપ્રદર્શિકા છે. ચિતા અતીત કાળનાં સમસ્ત ચિન્હોને ભુંસી નાંખે છે.

વિનોદિની મરણ પામી છે, તથાપિ હજી રૂપ વિલાસ તથા સુખ–સ્મૃતિની પ્રદીપ્ત શીખા સદૃશ તેની અનુપમ દેહલતા ભુમી પર પડી રહી છે. જે દેહને જોઇને યોગેશ્વર ઉમાને ભૂલી ગયો હતો–માતા નવદુર્ગા અને પુત્રસ્નેહને બિલકુલ વિસરી ગયો હતો તે દેહ અદ્યાપિ શ્વેત વસ્ત્રથી આચ્છાદિત થઇ ભૂમી પર પડી છે.

યોગેશ્વરની આંખોમાં અશ્રુ નથી, કંઠમાં રોદન ધ્વનિ નથી, તેનાં સમસ્ત અંગો શુષ્ક તથા શીતળ છે. તે વારંવાર ઝરૂખામાં જાય છે અને પુનઃ દીવાનખાનામાં આવેછે. વળી તે વારંવાર શબની નિકટ ઉભો રહીને કોણ જાણે કોને જુએછે. તેની દ્રષ્ટિ સ્થિર નથી. તે એકદમ ભાવશૂન્ય અને ચંચળ છે. તે ભાવશૂન્ય દ્રષ્ટિ સહિત કોઇ કોઈ વાર યોગેશ્વર આળોટતી, રોદન કરતી કકળતી ઉમાની પાસે જઇને ઉભો રહેછે. તે તેને સમજાવ વાની ચેષ્ટા પણ કરતો નથી, તેની આંખોની સહસ્ત્ર અશ્રુ

ધારાની સાથે પોતાની શુષ્ક આંખોની એક ક્ષીણ ધારા મેળવવાની ચેષ્ટા પણ કરતો નથી. થોડી વાર ઉભો રહી તેનો રોદન ધ્વનિ સાંભળી શુષ્ક મુખ તથા અતિ વિહ્વલતા સહિત તે ત્યાંથી ચાલ્યો જાય છે.

ભલે હમણાં યોગેશ્વર સ્વપ્નની છાયા સદૃશ ઘુમતો ફરતો રહે અને ઉમા અપાર સ્નેહનું ઝરણું ખોલી રોતી રહે! વિનોદિનીની દાહક્રિયા સમાપ્ત થતાં સર્વ સમાપ્ત થઇ જશે.

દાહક્રિયા કરવામાં પણ અધિક વિલંબ ન થયો. આડોશીપાડોશીઓ આવી વિનોદિનીને સ્મશાનમાં લઈ ગયા. યોગેશ્વર પણ હતબુદ્ધિ બની છાયાની પેઠે તેમની પાછળ ગયો. વિશાળ ગંગા પ્રવાહ મંદગતિથી ચાલી રહ્યો છે, વાલુકામય વિસ્તીર્ણ તટભુમી મંદાકીનિની સાડી સદૃશ શોભી રહી છે. ઉપર શ્વેત, ગુલાબી, ભુરા અને ઘનકૃષ્ણ આદિ ભિન્ન ભિન્ન રંગોનાં અભ્રોથી ખચીત નીલ આકાશ છે. ગંગા તટપર અનેક જાતનાં પક્ષીઓ ખેલકુદ કરી રહ્યાં છે. મનુષ્ય મરો વા જીવો તે તરફ તેમનું ધ્યાન નથી! અહીંઆં માણસો શા માટે આવે છે અને ચાલ્યાં જાય છે તે તેઓ જાણતાં નથી. તેઓ કેવળ ખેલે છે અને ખાય છે.

આ જુઓ, હવે વિનોદિનીની દેહલતાને ચિતા ઉપર મુકવામાં આવી છે; તેની ઉપર ઘૃત રેડવામાં આવ્યું છે

તે કોમળ શરીર ઉપર એક એક કરીને પુષ્કળ કાષ્ઠો મુકવામાં આવ્યાં. આ બાજુએ પ્રદક્ષિણા કરીને આગ મુકવામાં આવી છે. તે ચિતા સળગી ઉઠી. સર્પની ભયાનક જીવ્હાની પેઠે લપલપ કરતી આગ ચોતરફ ફેલાઇ ગઇ. ચીણગારીઓ ઉડી ઉડીને આકાશમાં લીન થવા લાગી. આગની જવાળા કદિ કદિ લીલી નીકળવા લાગી. પટ, પટ,, ચટ, ચટ, ફટ, ફટ, શબ્દ સહિત તે રૂપ લાવણ્ય પૂર્ણ શરીર બળીને ભસ્મીભૂત થઇ ગયું.

## પ્રકરણ ૨૮ મું.

યોગેશ્વર સમગ્ર સ્મશાન કાર્ય સમાપ્ત કરી પુનઃ ઘેર આવ્યો. તેના શુષ્ક વાળ આમ તેમ વિખરાયેલા છે; ઘુંટણ સુધી ધુળ અને કાદવ લાગ્યાં છે. તેણે ઢીલું, ઢંગધડા વગરનું ધોતીયું પહેર્યું છે. આ સમયે યોગેશ્વર ગાંડા માણસ જેવો દેખાય છે. વિષયી મનુષ્ય જ્યારે પોતાનું સર્વસ્વ ગુમાવી દે, જ્યારે તેનો આશાનો સુક્ષ્મ તંતુ પણ તુટી જાય ત્યારે તેને જેમ દશે દિશા અંધકારમય લાગે છે અને તે જેમ ઉન્મત્ત મનુષ્યની પેઠે દોડાદોડ કરે છે તેજ પ્રમાણે હમણાં યોગેશ્વર પણ પાગલની પેઠે હતજ્ઞાન બની શીઘ્રતાથી ઘેર આવ્યો. તે ઉતાવળાં પગલાંથી ઘરમાં પ્રવેશ કરી દાલા-

નમાં છિન્નમુળ લતાની પેઠે ધમ દઇને બેસી ગયો. તેના લલાટપર તુષાર બિંદુની પેઠે પ્રસ્વેદ બિંદુઓ . ચોંટી ગયાં છે, તેના ઓષ્ઠ સુકાઈ ગયા છે અને તેમાંથી અતિ જોશપૂર્વક શબ્દ શ્વાસ નીકળી રહ્યો છે. બહાર રામનામ ધ્વનિ સાંભળી ઉમા જાણી ગઇ છે કે વિનોદિનીની દાહક્રિયા સમાપ્ત થઈ ગઇ છે અને સમસ્ત .ખાંધીઆ પાછા ફર્યા છે. અલ્પ સમયમાં દાલાનમાં યોગેશ્વરનો વિચિત્ર ધ્વનિ સાંભળી ઉમા ગભરાઇ ગઇ; અને તેની પાસે જઇ જ્યારે તેણે તેનું મુખ જોયું ત્યારે તે અધિક વ્યાકુળ બની. તે શીઘ્રતાથી બહાર જઇ એક પાણીનો ઘડો લઇ આવી અને યોગેશ્વરને કાંઈ પણ કહ્યા વિના તેના ઉભય પગ સારી રીતે ધોયા. ત્યાર પછી તેના હાથ અને મુખ ધોયું અને ટુવાલદ્વારા સર્વ સાફ કરી તે પોતાના દીવા-નખાનામાંથી ગુલાબજળ લઇ આવી. યોગેશ્વરના મસ્તક પર ગુલાબજળ છાંટી તે ધીમે ધીમે તેને પંખો કરવા લાગી. હવે યોગેશ્વર કાંઇક સ્વસ્થ થયો. તેણે એક દીર્ઘ શ્વાસ લીધો ઉમાએ ધીમેથી તેનો હાથ પકડી તેને ઉઠાડયો અને કહ્યું "દીવાનખાનામાં ચાલો, વસ્ત્રો બદલ-વાનાં છે. ત્યાં જઈ થોડું શરબત પણ પીઓ. મુખ એકદમ સુકાઈ ગયું છે.

યોગેશ્વર ગુપચુપ ઉમાની પાછળ તણાતો પોતાના દીવાનખાનામાં ગયો; ત્યાં તેણે વસ્ત્રો બદલ્યાં અને ઉમાએ આપેલું શરબત પીધું. ત્યાર પછી તે વિશેષ

સાવધાન બની એક કોચપર બેઠો. ઉમાએ પાનના દાબડામાંથી બે બીડાં કાઢી સ્વામિના મુખમાં મુકી દીધાં, અને હુકકો ભરી તેના હાથમાં પકડાવી દીધો. યોગેશ્વર બેધ્યાનપૂર્વક હુકકો પીવા લાગ્યો.

દરમ્યાન ઉમાએ બહાર જઇ પોતાના હાથ પગ ધોયા અને વસ્ત્રો બદલ્યાં તથા બાળકોના ખાનપાનનો પ્રબંધ કર્યો. તત્પશ્ચાત્ તેણે પીતા' ગિરીશ્ચંદ્રને સ્નાન કરાવ્યું અને નાસ્તો કરાવ્યો. પછી તે પોતાના દીવાનખાનામાં આવી. યોગેશ્વર હજી હુકકો પીતો હતો. તંબાકુ બળી ગયો છે, ધુમ્રા નીકળતો નથી તો પણ તે થોડી થોડી વારે દમ ખેંચ્યા કરે છે ઉમાએ પોતાના સમગ્ર જીવનમાં પોતાના સ્વામિને કદિ પણ આટલો ઉદાસ જોયો નહોતો. તે તેની આવી સ્થિતિ જોઇ કાંઇક વ્યાકુળ થઇ. તેણે ધીમેથી યોગેશ્વરની પાસે જઈ તેના હાથમાંથી હુકકો લઇને થોડે દુર મુકી દીધો. હવે યોગેશ્વરે ઉમાના મુખ તરફ જોયું. અત્યાર સુધી તેની આંખો તથા મુખ ભાવશુન્ય હતાં. પરંતુ હવે કોણ જાણે શા હેતુથી તે નિર્દોષ નયનોથી કેટલાક સમય પર્યંત ઉમાના મુખ તરફ જોઈ રહ્યો. અંતે તે વિહ્વળતાપૂર્વક બોલ્યો: "વિનોદિનીની હત્યા કોણે કરી? તમે જાણો છો? મેં."

ઉમા તત્ક્ષણ યોગેશ્વરની સ્કંધપર પોતાનો જમણો હાથ મુકી તેના જમણા ગાલપર પોતાનો ડાબો હાથ ફેરવતી બોલી: "છટ, એવી વાત શા માટે કરો છો? એથી

આપણું અમંગળ થશે. કોણ કોને મારે છે? લોકો પોતાના કર્મથીજ મરેછે."

યોગે૦—"યદિ મેં તેનું સર્વસ્વ નષ્ટ ન કર્યું હોત તો તે ગર્ભિણી થાત નહિ. એકાદશીનો નિર્જળ ઉપવાસ કરવાથી તેના ગર્ભનો પાત થાત નહિ અને તે મરણ પામત નહિ. મેંજ તેને મારી નાંખી છે; હુંજ તેનો કાળ છું. હાય હવે હું શું કરૂં?"

ઉમા—"છટ, છટ, એવી વાત મુખપર ન લાવો, હમણાંજ સ્મશાનથી પાછા ફર્યા છો તેથી મન વ્યાકુળ છે. એ સર્વ વાતો ભૂલી જાઓ. બીજી કોઇ વાત કહો."

યોગે૦—"હું હવે કયી વાત કહું? જેણે સ્ત્રીહત્યા અને ભ્રૂણહત્યા કરી હોય તેને બીજી શી વાત કરવાની હોય? જો આ સર્વ ભયંકર ઘટનાઓ હું ભૂલી જઇશ તો મારૂં પ્રાયશ્ચિત્ત શી રીતે થશે?"

ઉમા—"નવી આગની જ્વાળા છે તે વસ્તુતઃ બહુ દુઃખ દેશે. કિંતુ તમે પુરૂષ છો, ઘરના માલિક મુખત્યાર છો, તમે આટલા અધીરા બનો એ ઠીક નહિ. તમે મારા સ્વામિ અને વિનોદિનીના પ્રેમપાત્ર છો, એટલુંજ નહિ પરંતુ તમારા પુત્રો છે અને ઇતર સ્વજનો પણ છે. તમારી માતા છે અને સાસુ સસરો છે, માટે તમે અધીરા બનો એ કેમ ચાલી શકે?

યોગે૦—"જ્યારે હું પોતેજ મારો નથી ત્યારે મારાં અન્ય કોણ છે? હાય! હાય! મારે લીધે વિનોદિનીએ પ્રાણ ખોયા; મારે લીધે એક ગૃહસ્થનું મસ્તક અવનત બની ગયું. મારા જીવનથી કોને લાભ છે? મારા જેવો મહાપાપી કોને સુખી કરી શકે એમ છે?"

ઉમા—"મનુષ્યને શતાવધિ બંધનો હોય છે. એક બંધન તુટી ગયું તેથી શું થયું? તમે એકના દુઃખથી દુઃખી થઇ અન્ય સર્વ બંધનો શા માટે તોડી નાંખવા માગો છો? સંસારી જીવોપર એવાં દુઃખો સદા આવ્યાજ કરે છે. માટે હિમ્મત રાખો."

યોગે૦—"હવે હું સુખી થઈ શકું કે કરી શકું એમ નથી. મેં મારી જાતેજ મારા પગમાં કુહારાઘાત કર્યો છે. મને હવે ઝાઝો સમજાવવાથી શો લાભ? જેને કાંઈ પણ આશા હોય તેને સમજાવવો ઉચિત છે. મને તો કાંઈ પણ આશા નથી. તમારા પિતા શ્રીમંત છે; તેઓ ઉભય પુત્રોના પાલન પોષણનો ભાર પોતાના શીર પર લઇ શકશે. તમે પણ મારા જેવા સ્વામિની સાથે રહી સુખી થઇ શકશો નહિ. મા કાશીમાં નિવાસ કરે છે. મને કાંઇ પણ આશા નથી અને શ્રદ્ધા પણ નથી."

ઉમા—"હજી તમારૂં સર્વ છે; ઘરબાર, આશા, અભિલાષા, સુખ, ઐશ્વર્ય સર્વ તમારૂં છે. તમે નિરાશ શા માટે બનો છો? તમારા પુત્રોને મારા પિતા શા માટે

પાળે પોષે ? તમે જીવંત રહેશો તો તમારા પુત્રો તમારીજ પાસે રહેશે. અને હું પણ તમારીજ છું ગમે તેમ કહો, પરંતુ મારા પિતાએ તમને સર્વ દેવો સમક્ષ મારૂં દાન કર્યું અને આટલા સમય પર્યંત તમે મને તમારે ત્યાં સ્થાન આપ્યું માટે હું તો તમારી થઇ ચુકીજ છું. શું લગ્ન સમયના સર્વ મંત્રો બીલકુલ ભુલી ગયા ? તમારી અને મારી વચ્ચે શો સંબંધ છે તે શું તમે નથી જાણતા? તમે કૃપા કરી મને ગ્રહણ કરી તેથી હું 'દેવી' ના નામથી વિભુષિત થઈ છું, દેશ માણસોમાં મારૂં આટલું માન અને પ્રતિષ્ઠા છે. હું તમારી સેવા કરીને ઇહલોકમાં ભાગ્યશાળી અને પરલોકમાં સુખી થઇશ. હું તમારા સ્નેહની આગળ સ્વર્ગનાં સમસ્ત સુખોને તુચ્છ ગણુંછું. તમે મારા સ્વામિ છો, હું તમારી સહધર્મિણી છું; તમારી છાયાની પેઠે હું તમારી સાથે રહીશ. બસ, આટલોજ વિચાર કાયમ રહે તો હું સર્વ સુખોથી યુક્ત રહીશ. હવે આપણે માતાને મળવાને માટે શીઘ્ર કાશી જવું જોઇએ. તમે રજાને માટે કયારે અરજી કરશો ?"

હવે યોગેશ્વર શુદ્ધિમાં આવ્યો. તેણે ઉમાનો હાથ ગ્રહણ કર્યો. તેની ઉભય આંખોમાંથી અશ્રુધારા ચાલવા લાગી. ઉમાએ પોતાના પાલવ વતી સ્વામિનાં અશ્રુ લુછી નાંખ્યાં. પુનઃ અશ્રુધારા ચાલી. "છટ, રોદન શા માટે કરો છો ?" એમ કહી ઉમા વારંવાર સ્વામિનાં

અશ્રુ લુછી નાંખવા લાગી. હવે ઉમા પણ આત્મસંયમ કરી શકી નહિ, તે પણ રોવા લાગી. ત્યારે યોગેશ્વર પણ તેની ડોક પર ડોક નાંખી રોવા લાગ્યો. ઘણી વાર રોદન કર્યા પશ્ચાત યોગેશ્વરનું મન શાંત થયું; પતિવ્રતાની અશ્રુધારાથી તેનું પાપ–કલુષિત હૃદય પ્રક્ષાલિત થઇ પવિત્ર બન્યું.

યોગેશ્વર તું ભાગ્યશાળી છે. જેને આવી સ્ત્રી હોય તેને દુઃખ શું હોય? જેની આવી સહધર્મિણી હોય તેને પાપનો ડર રાખવાનું શું પ્રયોજન? જેની આવી ગ્રહિણી હોય તેને શી વાતની ત્રુટિ હોય? જેના ગૃહનો શૃંગાર ઉમા જેવી પત્ની હોય તેને નરકનો શો ડર હોય? આવી પતિવ્રતા, ગુણાન્વિતા સુંદરીને છાતી સરસી ચાંપી જે ભાગ્યવાન પોતાની શોકજ્વાળા શાંત કરી શકે તેને શી ચિંતા હોય? રહો વત્સ!—ઉમા! આજ પ્રકારે ચંદન લેપની પેઠે તમારા પતિના હૃદયની સાથે વળગી રહો. તમારા સ્પર્શથી યોગેશ્વર પવિત્ર બનો, કર્તવ્ય પરાયણ બનો, અને ધાર્મિક બનો. તમારા પ્રભાવથી સંસારમાં તેનું સર્વ પ્રકારે કલ્યાણ થાઓ.

પાઠક! હવે આપણે આપણી વાર્તાના અંત પર આવીએ છીએ. હવે જણાવવાનું માત્ર એટલુંજ શેષ

છે કે, યોગેશ્વર રજા લંઇ સર્વ કુટુંબ સહવર્તમાન કાશી ગયો, જ્યાં તેની માતા નવદુર્ગાનો મેળાપ થયો એટલુંજ નહિ, પણ પોતાના ગુમ થયલા પીતાનો પણ મેળાપ થયો. અંતે તે પોતાના માત પીતા તથા સાસુ સસરાને કાશી-માંજ છોડી કાલનામાં સ્ત્રી પુત્રસહવર્તમાન પોતાની નોકરી સંભાળવાને ચાલ્યો ગયો.

# સમાપ્ત.

# કેટલાંક ઉત્તમ પુસ્તકો.

| | | | રૂ. આ. |
|---|---|---|---|
| એક તબીબની તવારીખ | ... | ... | ૧– ૮ |
| ગૃહલક્ષ્મી, સંસારી વાર્તા | ... | ... | ૨– ૦ |
| ,, કાચાપુઠાની | ... | ... | ૧– ૮ |
| બળવાન બાળકી, બોધદાયક વાર્તા | ... | ... | ૩– ૦ |
| કલીઓપેત્રા—સચિત્ર | ... | ... | ૨– ૮ |
| આપઘાત કે ખૂન? ,, | .... | ... | ૨– ૪ |
| ઝેર કોણે આપ્યું? | ... | ... | ૨– ૦ |
| દુશ્મન દારાબ પારસી સંસારી | ... | ... | ૧– ૮ |
| ગમગીન ગુલાં ,, | ... | ... | ૧– ૮ |
| સપનની સુના ,, | ... | ... | ૧– ૮ |
| સુધારાનું શિખર ,, | ... | ... | ૩– ૮ |
| દુઃખી દાદીઆ, સચિત્ર ,, | ... | ... | ૫– ૦ |
| ઉદયકાન્ત. હિંદુ સંસારી | ... | ... | ૨– ૦ |
| વિલાસિની ,, | ... | ... | ૨– ૦ |
| વધૂવધ–સ્ત્રીનું ખૂન. ડીટેકટિવ | ... | ... | ૨– ૮ |
| પારકે પૈસે પરમાનન્દ | ... | ... | ૩– ૦ |
| અરેબ્યન કીસ્સા ૧૪ વાર્તાઓ | ... | ... | ૧– ૪ |
| જંગી જોરદસ્ત લુંટારો | ... | ... | ૦–૧૨ |
| ઉનાહ–પાપીનું પલગું | ... | ... | ૦– ૮ |
| ભોલીસુના–ગુલેશાહબાદ | ... | ... | ૦– ૮ |
| મુદ્રા અને કુલીન ... | ... | ... | ૧– ૪ |

| | |
|---|---|
| | રૂ. આ. |
| રત્ન લક્ષ્મી ... ... ... ... | ૧– ૦ |
| રસિક વાર્તાઓ ... ... ... | ૦– ૮ |
| ઓમર પાશા—સચિત્ર દળદાર ગ્રંથ ... | ૫– ૦ |
| કુમુદા ને કાંતા ... ... ... | ૧– ૮ |
| નીલમ માણેક ભા. ૧ થી ૮ સચિત્ર ... | ૧૨– ૦ |
| ગંજે સુલેમાની ... ... ... | ૧– ૪ |
| ગોરા ભા. ૧–૨ ડો. ટાગોરની બંગાલી પરથી | ૬– ૮ |
| દખણની દંત કથાઓ. સચિત્ર ... ... | ૧– ૮ |
| પ્રભાતચંદ્ર સંસારી વાર્તા ... ... | ૧– ૦ |
| ગુપ્ત ગુપ્તા ,, ... ... | ૦– ૮ |
| બાઇસાહેબ–અજાયબ ભરમ ... ... | ૧– ૪ |
| બે મુદ્રિકા—હિંદુ સંસારી વાર્તા ... ... | ૦– ૮ |
| બહુરૂપી બજાર ભા ૧ થી ૬ ... ... | ૧૧– ૦ |
| મધુરી ભા. ૧–૨ સચિત્ર ... ... | ૪– ૦ |
| મનોરમા ... ... ... ... | ૨– ૦ |
| ખુલાસે જાદુ–જાદુના પ્રયોગો સબંધી ... | ૧– ૮ |
| હૃદય–જીવનનો પાયો. નીતિ સબંધી ... | ૧– ૦ |
| જીંદગીની જોગવવાની યુક્તિ. ,, ... | ૧– ૦ |
| હીપ્નોટીઝમ યાને મોહીની વિધ્યા સચિત્ર ... | ૨– ૦ |
| મેસ્મેરીઝમ યાને ઈલ્મેતવજ્જહ ,, ... | ૨– ૦ |



# મહારાજ લાયબલ કેસ

## તે સાથે ચાલેલ

# ભાટિઆ કોસ્પીરસી કેસ.

વલ્લભ સંપ્રદાથી કેટલાક મહારાજોની બદચાલ સંબંધી
મુંબઈ હાઇકોર્ટમાં ચાલેલ મુકદમો કિ. ૨–૮.

| | | | |
|---|---|---|---|
| બેંગી કેસ ને વોરંટ લીલા | ... | ... | ૧– ૮ |
| નવલગંગા સંપુર્ણ વાર્તા સચિત્ર ... | | ... | ૪– ૦ |
| બહાદુર કલો ભાગ ૧–૨ | ... | ... | ૪– ૦ |
| લાલન વણજારી ,, ,, | ... | ... | ૧–૧૨ |
| સહચરી ,, ,, | ... | ... | ૨– ૮ |
| મંદારીકા ,, ,, | ... | ... | ૩– ૦ |
| નિરંજની ,, ,, | ... | ... | ૩– ૦ |
| અનંગવિષ ,, ,, | ... | ... | ૩– ૮ |
| રાગસ્તાન–પંદરસો ઉસ્તાદી રાગ રાગણીઓ તેમજ જાતીતા સાહેરોની ગઝલોનો ઉમદા સંગ્રહ ... | ... | ... | ૧– ૮ |

**આ શિવાય હજારો પુસ્તકો સબંધી અમારૂં પ્રાઇસ લીષ્ટ અરધા આનાની ટીકીટ મોકલી મંગાવી લ્યો.**